૭૬



ભાગ ૧ લો.

# સચ્ચાઇની રોશની

અને

# તકલિદ ઉપર અજવાળુ

તથા

ભાગ ૨ જો

# બિદઅત ઉપર અજવાળુ

લખી પ્રયોજક કર્તા ગ્રંથકારક,

**એમ. એ. દાખલી** (સેવક રાંદેરી.)

છપાવી પ્રસિદ્ધ કર્તા, નકલ ૫૦૦

**મો. હાજી દાઉદ હાશીમ યુસુફ સાહેબ.**

કુલ્લે નકલ (૧૦૦૦) છપાઇ પ્રગટ થઈ છે, બાકીની નકલ (૨૫૦) માટે ગુજરાત અને વોહરા કૌમના ઇતિહાસ પ્રગટ કરવા અર્થે જે સખી વજુદોએ ઉદારતા કરી હતી તેઓને આભારી છે. વધુ માટે વાંચો દીબાચો.

જાન્યુઆરી સને ૧૯૩૨ ઈસ્વી.

શાબાન સને ૧૩૫૦ હિજરી નબવી.

પ્રકાશકઃ—એમ. એ. દાખલી, રાંદેર.

મુદ્રકઃ—અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયદ મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.







# દીબાચો

## પ્રથમ મને વાંચો.

આ પુસ્તકરૂપી લેખ આજથી ચાર વરસ પૂર્વે વફાદાર નામના ન્યુસપેપરમાં જે નવસારીથી પ્રગટ થતું હતું તેમાં કકડે કકડે પ્રગટ થયું હતું પરંતુ તે માત્ર અમુક જણુ સમાજના લોકોને હિતકારક થઈ પડે એટલીજ હદમાં રહેવા પામેલું હોવાથી મુજ નાચીજનો વિચાર થયો કે એને પુસ્તકના આકારમાં છપાવી ગુર્જરવાસી મુસલમાનોમાં તમો ખાસ કરી જ્યાંના લોકોમાં તકલિદ નહિ કરવાનો ઝેહરીલો પવન વવાયલો છે ત્યાંના લોકોમાં મફત વહેંચી તેઓના ઉપર અજવાળું નાખવું. અજવાળાથી લાભ લેવો કે નહિ એ તે લોકોનું કામ છે. તેમજ હિદાયતનું આપવું અને રાહેરાસ્ત ઉપર લાવવું ખુદાવંદ તઆલાના અખત્યારનું કામ છે કહી દેવું દરેક જાણકારનું ફર્ઝ છે.

આ પુસ્તકને છપાવી પ્રગટ કરવા અર્થે ખરેખાત તેઓ પણ આભારી છે, કે જે સાહેબોએ ગુજરાત અને વોહરા નામના ઇતિહાસ માટે ઉદારતા જણાવેલી તેઓ સાહેબોથી સેવકે રજા લઈ લીધી હતી કે ઇતિહાસની કીંમત રાખી તેના જે પૈસા ઉપજે તેનાથી મહુજબી મસલામસાએલનો સીલસીલો કાયમ રાખવો જેમાથી પરદો ને ઇસ્લામ તેમજ તેહસીલુલ વાએજ તથા મજકુર પુસ્તક પ્રગટ થવા અર્થે (૨૫૦) નકલોનો ફાલો આપી સવાબ હાસલ કર્યા છે બાકીની બીજી (૨૫૦) નકલો અર્થેનો ફાલો વિદ્યાર્થીઓને મફત આપવા માટેનો હા મુ. ની છોકરીના ધર્માદા ફન્ડમાંથી મલ્યો આવી રીતે કુલ્લે (૧૦૦૦) નકલ છપાવી પ્રગટ કરવામાં આવી છે ખુદા પાક આ બધાઓને દીન દુન્યાની બેહુતરી અતા ફરમાવે આમીન.

લી૦ ખાકસાર,

**એમ. એ. દાખલી** (સેવક રાંદેરી.)



نحمده ونصلي على رسوله الكريم

# સચ્ચાઇની રોશની ભાગ ૧ લો

તથા

# તકલિદ ઉપર અજવાળું.

લેખકઃ-મોહંમદ આરેફ દાખલી—સેવક રાંદેરી.

## ( ખુત્બો )



સર્વ શોભાયમાન તે પવિત્ર ખુદાવંદ તાઆલા માટે છે. હમો (એટલે) તમામ ઇસલામી બંધુઓ તેનીજ શોભાનું વૃત્તાંત કરીએ છીએ અને તેનાથીજ દરેક બાબતમાં મદદ ( આશ્રય ) માંગીએ છીએ તેનાજ ઉપર હમારો પુરતો ભરોસો છે. હમો તેનીજ પાસે અમારા પાપોની બક્ષીસ ( ક્ષમા ) માંગીએ છીએ અને તેનાજ ઉપર ઇમાન ( શ્રદ્ધા ) એટલે તે પરમ કૃપાળુ પરમેશ્વરને સર્વ શક્તિમાન જાણીએ છીએ. હમો હમારા નફસની એટલે મનો વિકારની બુરાઇઓ તથા હમારી કારકીર્દીની નિંદાઓથી ખુદાવંદ તઆલાનો આશરો અને સહાયતાની આશા રાખીએ. જેને ખુદાવંદ તાઆલા સીધો માર્ગ બતાવે તેને કોઇપણ કુમાર્ગ એટલે ખોટે રસ્તે લઇ જનાર નથી તેમજ જેને ખુદાવંદ તઆલા ભટકાવી મુકે તેને કોઇપણ સન્માર્ગ ઉપર દોરવી જનાર નથી. હમો સાક્ષી આપીએ છીએ કે અલ્લાહ તબારક વ તઆલાના વતરોક બીજો કોઇપણ ખુદા નથી તેની જાતીમાં તે એકલો છે તેનો કોઇપણ ભાગીદાર તેમજ સલાહકાર નથી તેમજ તેના વતરોક કોઇપણ પુજાને લાયક નથી સર્વ પુજા તેને માટે છે અને હમો સાક્ષી આપીએ છીએ કે અલ્લાહની દરબારમાં માન પામેલા મહાન કીર્તિવાન હમારા પેગમ્બર મોહંમદ (સ. અ. વ.) ખુદાવંદ તઆલાના બંદા એટલે (સેવક) છે.

અને તેના રસુલ એટલે ખુદાવંદ નઆલાના તરફથી આખી જગતના લોકોને સંદેશો પહોંચાડનાર મહાન મહાત્મા છે કે જેવણુની ઉપર આકાશ ઉપરથી ધર્મ પુસ્તક (કુરઆન) શરીફ ઉતારવામાં આવ્યું છે જેમાં કયામત સુધી ઇસ્લામીઓને જે કામકાજ કરવાના છે. તેનું ખુદા પાકે પોતાની આજ્ઞાનું વર્ણન લખી જણાવેલું છે, દુરૂદ અને સલામ થાઓ તેના હબીબે પાક અહમદે મુજતબા મોહંમદે મુસ્તુફા ઉપર.

તે પછી વાંચક વર્ગ સાહેબો ઉપર રોશન થાય જે તકલિદ એટલે શું તેની થોડી ઘણી જાણથી પણ આપણને વાકેફ થવાની જરૂરત છે કારણ એ શબ્દ અરબી ભાષાનો છે. તકલિદ શબ્દનો અર્થ એ થાય છે કે કોઇ પણ બાબતમાં તેની જાણ કરવા વગર બીજો માણસ જે કામ અથવા અમલ કરતો હોય તેના પગલે ચાલવુ અથવા તેની તાબેદારી કરવી. સેવા બજાવવી તથા આજ્ઞાનુસારે રેહવું તે. દાખલા તરીકે આપણને આપણા સંસાર સંબંધી કેટલાંક જરૂરતના કામો જેમકે વેપાર અર્થેના ખેતીવાડી અર્થેના ઇત્યાદી કામોમાં સરકાર સાથે અથવા પેતપોતામાં કોઇ જાતનો વાંધો તથા તર તકરાર પડે છે તે વખતે ન્યાયમંદીરનો આશરો લેવો પડે છે. એટલે કોર્ટ દરબાર જવું પડે છે ત્યારે આપણને ધારાના હીમાયતી વીદવાન એટલે વકીલ તથા બેરીસ્ટરને આપણા પ્રતીનીધી બનાવવાની જરૂરત પડે છે. તે શા માટે? તે એટલા માટે કે આપણે ન્યાય ધારાના વીદવાન નહી હોવાને લીધે આપણને વકીલ અથવા બેરીસ્ટર પકડીને તેની આજ્ઞાનુસારે ચાલવુ પડે છે. એનું જ નામ તકલિદ અને આપણને વકીલ તથા બેરીસ્ટરની તાબેદારી શા માટે કરવી પડે છે કે આપણે ન્યાયના કાયદા કાનુનોના ભેદ તથા તેમાં સમાયલા નુકતાઓ બારીકીઓથી નાવાકેફ હોવાને લીધે વાંચવા લખવાના વીદ્વાન તો આપણે પણ છીએ પરંતુ દરેક કળાની વિદ્યા જુદી જુદી અને તેની પરીભાષાના વ્યાકરણો જુદા જુદા અને જુદી ગોઠવણના હોવાને લીધે તેની ખરી શોધ તથા સંપુર્ણ જાણ માટે તેના જાણકાર શાસ્ત્રી વીદ્વાનો પાસે અભ્યાસ લેવાની તેમજ અભ્યાસ લેવા પછી તેની પરીક્ષા દઈ તે પછી પણ તેનો અધ્યન ચાલુ રાખીને તેમાં અનુભવ લેવા પછી તેની બારીકીઓ તથા નુકતા સમજવાની સમજ શકિત ઉત્પન્ન થાય છે તો આવી સમજ શકિત પ્રાપ્ત થવા પછી જે કળાનો એટલે જે ફનનો તે વીદ્વાન થઇ ગયો હોય તેજ ફનને લગતી બાબતોમાં તેને બીજાની તાબેદારી કરવાની જરૂરત પડતી નથી. જેમકે એક બેરીસ્ટરને બીજા બેરીસ્ટરની તાબેદારી કરવાની જરૂરત પડતી નથી પરંતુ તેઓને પણ કોઇ કોઇ વાર તેઓથી ચઢીયાતા અને વધુ અનુભવી બેરીસ્ટરની તાબેદારી કરવી પડે છે તો હવે આ ઉપરથી વીચાર કરવાનો છે કે ધર્મ સંબંધી બાબતોમાં આપણે સાર્વજનિક માત્ર ભાષાના જાણકાર વાંચતા લખતા જાણનારાઓને આપણા મહાન બુઝુર્ગો ઇમામોની આપણને તાબેદારી કરવાની ન્યાય અને કાયદા અનુસરે જરૂરત પડે છે કે નહી તો દરેક અક્કલમંદ તથા સમજદાર માણસ એજ કેહશે કે બેશક વગર વાંધાએ ઇમામોમાંની કોઇ પણ એક ઇમામની તાબેદારી કરવી અવશય વાજેબ છે.

ઉપર લખી જણાવેલા દાખલામાં જે ચાર ઇમામો વીશે લખી જણાવ્યું છે કે ચાર ઇમામોમાંથી કોઇપણ એકજ ઇમામની તાબેદારી કરવી વાજેબ છે તો તેમાં એક શંકા બાકી રહે છે કે ત્યારે શું આ ચાર ઇમામોમાં કેટલાક મસાલા મસાએલ વિશે જે મતભેદ ચાલે છે તો તેમાં કોણ ખરૂં અને કોણ ખોટું? દાખલા તરીકે એક ઇમામને ત્યાં બાવઝુ એટલે વઝુવાળો માણસ જો સ્ત્રીને હાથ અડે તો તેનું તેમજ સ્ત્રીનું જો વઝુ હોય તો બન્નેનું વઝુ તુટી જાય છે એવી રીતના ઘણા ખરા એક બીજાથી મતભેદ મસલાઓ છે તો તેનુ કેમ?

તો તેની સમજુતી આ મુજબ છે કે ચાર........ઇમામ અને તેના મતભેદ વિષે જેવી રીતે આપણે બીમારી તથા રોગ પીડાની હાલતમાં ડાકટર અથવા વૈદ અથવા હકીમ આ ત્રણ પ્રકારના જુદા જુદા વૈદક શાસ્ત્રીઓમાંથી કોઇપણ એકનો દવા ચાલુ રાખી એજ ત્રણેનો દવા દારૂ એક સાથે ઉપયોગમાં લાવતા નથી.

કારણ કે આપણે સારી રીતે સમજી સકીએ છીએ કે આમ કરવાથી ભય છે. એક બીજાના શાસ્ત્રી નિયમો જુદા જુદા હોવાને લીધે એક બીજાના વિરૂધ્ધ પદાર્થો વાપરે છે. માટે બધાનો એક સાથે ઇલાજ કરવાથી અથવા દવા વપરાસમાં લેવાથી તેમાં ઝેરીલો ગુણ થઇ જાય અને રોગ સારો થવાને બદલે વધતો જાય આવો રીતે તે દવાનો ઉપયોગ કરનાર નાશ પામે તો આ ઉપરથી સાર એજ લેવાનો છે કે જેવી રીતે વૈદક શાસ્ત્રીના નિયમ અનુસારે ત્રણે જુદા જુદા નિયમ શાસ્ત્રી વૈદોમાંથી કોઈ પણ એકનો દવા ચાલુ રાખવાની જરૂરત છે તેવીજ રીતે આત્મા એટલે રૂહાની બીમારીઓના રોગને દુર કરવા માટે ધારમીક જુદા જુદા ઇમામોમાંથી કોઇ પણ એકનીજ તાબેદારી કરવાથી સીધા માર્ગ પર આવવાનો સંભવ રહી શકે. દાખલા તરીકે દેશપરદેશ જવા માટે રેતીના મેદાનોમાં તેમજ ઘટાદાર વૃક્ષોવાલા પહાડી જંગલોમાં જે સડકો બનાવેલી છે અથવા ધરેડ પડેલી હોય છે તે ધરેડ અથવા સડક બહાર થઇ કોઇ પણ વટેમાર્ગુ ચાલે છે તો તે આમતેમ ભટકતો થઇ જાય છે અને જે સ્થળે તેને પહોંચવાનું હોય છે ત્યાં નહી પહોંચતાં તે મેદાનમાં અથવા ઘટાદાર અને ખીચે ખીચ પહાડીના જંગલમાં આમ તેમ ગુંચવણમાં પડી જાય છે. તેવીજ રીતે ધર્મ સંબંધી બાબતોમાં તદ્દન અભણ તેમજ સાર્વજનિક સાધારણ ભણેલા માણસો ઇમામોની તકલિદ નહી કરવાથી ગુંચવણમાં પડી જાય છે અને હળવે હળવે તેના સ્વભાવમાં ધર્મ સંબધી બાબતોમાં પોતાની સમજ શકિત મુજબ ચાલવાને તે સ્વતંત્ર થતો જાય છે. અને છેવટે નાસ્તિક વિચારો ઉપર આવી જાય છે. અને પોતાની આકેબતનો લાભ ખોઇ બેસે છે એટલાજ માટે કરીને એહલે સુન્નત વલ જમાઅતના ફકીહ એટલે ફીકાહનો ઇલ્મ જાણનાર મોટા ચાર ઇમામો તેમજ તે પછીના દરેક ફકીહ ઇમામોએ સર્વાનુમતે ચાર ઇમામોમાંથી કોઇપણ એક ઇમામની તાબેદારી કરવા માટે કબુલ રાખી તેઓમાંથી આ ચાર ઇમામોની દલીલોમાંથી જે ઇમામની દલીલ વધુ પ્રમાણમાં જણાય તેની તાબેદારીમાં રહી પોતાના અનુયાયી તથા માનનારાઓને પોતાના ઇમામની દલીલ મુજબ મસલા મસાએલો બતાવતા હતા અથવા પોતાની રચનાઓમાં લખતા હતા જેનું વર્ણન ઇન્શા અલ્લાહ હું પાછળ જતાં લખી જણાવીશ. અત્રે ઉપર લખી જણાવેલ લખાણમાં હજી એક શંકા ઉતપન થાય છે તેનો ખુલાસો લખી જણાવું છું.

કદાચ કોઈ સાહેબને એવી શંકા ઉત્પન્ન થાય કે ત્રણ જુદા જુદા શાસ્ત્રી વૈદોનો જે દાખલો લખી જણાવ્યો છે તે ઉપર કોઈ હિંદુ વૈદોનો દાખલો દેતાં એમ કહે કે હમારા ઋષી મહાન ઋષિ પણ વેદ સમાનના દાખલા મુજબ છે અને તેઓ જે રૂઢી હમોને બતાવે છે અથવા બનાવેલી છે તે મુજબ ખુદાવંદ તાઆલાનીજ સેવા કરીએ અને જગતનો પેદા કરનાર એકજ ઇશ્વર છે એમ માન્યતા રાખીએ હમો પણ ધરેડની બહાર નથી તો તેનો જવાબ આ મુજબ છે કે એહલે સુન્નત વલ જમાઅતના ચાર ઇમામો એટલે ધર્મ સંબધી બાબતોની ક્રીયા કરવા વિષેનો ફકીહ ખુલાસો કરનાર ટીકાકાર મહાન ચાર પંડીત જેઓમાં કેટલીક ક્રીયા સંબંધી બાબતોમાં એક બીજાથી મતભેદ છે પરંતુ તેઓ ખુદાતાલાની વાહદાનીયત અદ્વિતીયપણામાં તેમજ ખુદાવંદ તાઆલાના તરફથી તેની ઓલખાણ કરાવનાર રસુલો નબીઓની માન્યતાપણામાં તેમજ

મુખ્ય ધર્મક્રીયામાં નમજ રોઝે હજ ઝકાત ઇત્યાદી ક્રીયાઓમાં સર્વાનુમતે એકજ માન્યતા છે. માત્ર ક્રીયા સંબંધી કેટલાક અંશોમાં મતભેદ ચાલે છે ખરૂં જોતાં એઓના મતભેદ વિષે લંબાણથી બારીકાથી જોતાં મતભેદ નથી. દાખલા તરીકે ખાંડ, સાકર, ગોળ આ ત્રણે વસ્તુઓ શેરડીમાંથીજ બને છે પરંતુ આ ત્રણેના નામો જુદા જુદા છે. રંગમાં સહેજસાજ તેમજ ગુણમાં સહેજસાજ ફરક હોય છે. આ ત્રણે મીઠી વસ્તુ ખાવા પીવાની જુદા જુદા પ્રકારની વાણીઓમાં મેલવણી કરવામાં આવે છે પરંતુ એક સાથે ત્રણેને નહી મેળવતાં જેમાં ગોળ નહી તેમાં ખાંડ નહી જેમાં ખાંડ નાખે તેમાં સાકર નહી પરંતુ મુળ મીઠાસપણામાં તેમજ ઉતપન્ન થવામાં, એકજ પદાર્થમાંથી બનેલી છે. પ્રસનતાપણામાં કોઈને ગોળ ભાવે કોઈને ખાંડ ભાવે કોઇને સાકર ભાવે એવીજ રીતે દુધ ગાય ભેંસ બકરી ઘેટી ઉટણી ઈત્યાદી હલાલ જાનવરોનું દુધ દુધજ, કહેવાશે. પરંતુ બધાની તાસીર એક બીજાથી જુદી હોય છે. તેમજ બધા એક સાથે મેળવી પીવાથી નુકસાનકારક થઇ પડે છે બધામાંથી માખણ, દહીં, ઘી ઇત્યાદી બને છે અને ખાવામાં એક બીજાની પ્રસનતા ઉપર અને ભાવ ઉપર મુલતવી છે. તેવીજ રીતે મસલા મસાએલમાં અરસપરસ એક બીજા ઇમામોમાં જે મતભેદ ચાલે છે સહાબા (રદી.)થી જેને જે રીવાયત પહોંચેલી તે એક બીજાની માન્યતા અને સમજશકિત મુજબ વીચાર કરતા એક બીજા ઇમામને જે હદીસ ઉપર વધુ પ્રમાણ જણાયું તેના પર અમલ કરવાને પોતાનો ઠરાવ કરી લીધો અને તેજ મત મુજબ પોતપોતાના અનુયાયીઓને પણ સમજુતી આપી કારણ કે હદીસ શરીફમાં આવેલું છે કે "મારા સહાબા આકાશના તારાઓ સમાન છે તમો એઓમાંથી જેની સેવા બજાવશો અને તેઓના પગલે ચાલશો તો સચ્ચાઇ ભરેલા ખરા માર્ગ ઉપર રેહશો." તો આ ચાર ઇમામો એટલે હઝરત ઇમામ અબુ હનીફા (રદી.) અને હઝરત ઇમામ શાફી (રદી) હઝરત ઇમામ માલેક (રદી.) અને હઝરત ઇમામ અહમદ હંબલ (રદી.) તાઆલા આ ચારે ઇમામોને ધર્મ સંબંધી હદીસો જુદા જુદા સહાબો (રદી.) થી રીવાયત થએલી જાણવામાં આવી અને તે પછી તેઓ પોતે ધર્મના મોટા મહાન વીદવાન ફકીહ આલીમ હોવાને લીધે પોતે પોતામાં અરસપરસ જેને જે હદીસો વધુ બેહતર અને દલીલવાળી લાગી તે ઉપર અમલ કર્યા છતાં આમ પણ કહી દીધું કે અમારી ઇજતેહાદી તેમજ હદીસ શરીફથી બ્યાન કરેલી દલીલોના મુકાબલામાં અમારા દરજજાના આલેમો ફકીહોને અમારા કરતાં વધુ સચ્ચાઇ ભરેલી દલીલ મલી આવે તો અમારા કોલ ઉપર તેઓ બંધાયલા નથી પરંતુ અવામુનનાશ એટલે સાર્વજનિક પ્રજાના લોકોએ તો ચાર ઇમામોમાંથી કોઇ પણ એક ઇમામની તકલિદ કરવી જોઇએ તેઓ માટે પોતાની મરજી મુજબ ચાલવાની છુટ નથી કારણ કે આગળ જે દલીલ લખી જણાવવામાં આવેલી છે તેના નિયમ અનુસારે દરેક માણસ જયાં લગી કોઇ પણ એક કળામાં સંપુર્ણતા પ્રાપ્ત નહી કરે ત્યાં તે કળાનો કોઇ પણ કામમાં પોતાના તરફથી વધઘટ કરવાનો તે ઉપર અમલ કરવાનો હકદાર નથી તે કળાનો વીદવાન તેને જે મુજબ બતાવે તેજ મુજબ કરવું જોઇએ દાખલા તરીકે એક માણસ વાંચતા લખતાં તો જાણે છે અને તે ભાષાનો વીદવાન પણ છે. પરંતુ કોઈ દાકતરની લખેલી દાકતરી પુસ્તક વાંચીને તેમાંથી કોઇને દવા આપે અને તે મરી જાય અને કોઇ જાતનું નુકશાન થાય અને એ ખબર પોલીસને પડે તો તેજ વખતે તેને ગુનેહગાર ઠેરવી તેના પર ખુનનો આરોપનો અથવા નુકશાનીના કેસ માંડીને દંડ અથવા ફાંસીનો હુકમ મેળવે કારણ કે તે કાયદેસર દાકટરની કળાનો માહીતગાર તથા વીદવાન નથી માટે તેને આવી રીતે દવા દેવાનો તેમજ પોતે પણ નહી ખાવનો સરકારી કાયદો ઠેરવવામાં આવેલો છે તો આ ઉપરથી વીચાર કરવાનો છે કે દુન્યાની સરકારે સામાન્ય

પ્રજા માટે તેના લાભ માટે આવા કાયદાઓનું બંધારણ કર્યું અને તે ઉપર આપણને અમલ કરવાની જરૂરત પડી જો નહી કરીએ તો કાયદેસર સરકારના ગુનેહગાર ઠરીએ ને સજા પાત્ર થઇ જઇએ તો અફસોસની વાત છે કે ધર્મની સરકાર જેના ઉપર આપણા દીનો ઇમાનનો આધાર છે તે । નિમી દીધેલા ધાર એને માન નહી આપતાં તકલીદથી બહાર રહેવું એ કેટલું બધું નાદાની ભરેલું અને જહાલત ભર્યું કેહવાય. હવે આ સ્થળે થોડો ઘણો હીંદુ અને મુસલમાનોની ઇશ્વરી માન્યતાનો ખુલાસો પણ લખી જણાવું છું. હીંદુઓમાં ઇશ્વરી એટલે ખુદાવંદ તઆલાની માન્યતામાં તેમજ ધર્મ સંબંધી માન્યતામાં જે મતભેદ ચાલે છે તેમજ મુસલમાનોના ચાર ઇમામોના મતભેદમાં આકાસ અને જમીન જેટલો તફાવત હોય છે આખી જગતના મુસલમાનોના તથા તેવણના ચાર ઇમામોની ખુદા પાકની વાહદાનીયત અને તોહીદમાં એકજ માન્યતા છે તેમજ કુરાઆને પાકમાં જે હુકમો બયાન કરવામાં આવેલા છે નમાઝ રોઝો હજ ઝકાત ઇત્યાદી બાબતોને સર્વાનુંમતે ફરઝ જાણે છે. રસુલોની રીસાલતમાં પણ દરજજા બ દરજજા મુજબ અહલે સુન્નત વલ જમાઅતના આખી જગતના મુસલમાનોની સર્વાનુમતે એકજ માન્યતા છે પછી તે કેઇ પણ દેશનો અથવા જુદી જુદી સ્વજ્ઞાતીનો કેમ ન હોય એક બીજાની સાથે ખાવા પીવામાં બેસવા ઉઠવામાં ધર્મ સંબંધી ક્રીયાઓ કરવામાં તેમજ છોકરા છોકરીનું લેવણ દેવણ કરવામાં એક બીજાની લાયકતા મુજબ એક સરખોજ હક ધરાવે છે તેનું ઉલટું હીંદુઓમાં આખી જગતના હીંદુઓની જુદી જુદી જ્ઞાતી જુદા જુદા મતો ધરાવે છે અને બધાઓના મતો પર નિગાહ કરી જોતાં બધા હીંદુઓ એકંદર રીતે ખુદાવંદ તાઆલાની પવિત્ર જાતી સાથે તેની મખલુકને પણ ભાગીદાર બનાવે છે અને ખુદાની ખુદાઇને એક લીમીટેડ કું. સમાન સમજે છે કેટલાકો તો રૂપી મહા રૂપીઓને ઇશ્વરી આવતાર સમજે છે..

અને કેટલાકો પ્રકૃતી (અરબા અનાસીર) ને તથા રૂહ (આત્મા) ને આદિ (કદીમ) હોવાની માન્યતા માને છે. કેટલાકો લાખો અને કરોડો દેવતાએ ને રૂપી મહા રૂપીઓને ઇશ્વર અવતાર માને છે કેટલાકો આ જગતને ઉત્પન્ન કરનાર તથા રક્ષા કરનાર તથા નાસ કરનાર એવી રીતે જુદા જુદા ત્રણ ઇશ્વિરની માન્યતા કરે છે. એટલે બ્રહ્મ ઉત્પન્ન કરનાર અને વિષ્ણુ રક્ષા કરનાર અને શિવ નાસ કરનાર ઇત્યાદી ભિન્ન ભિન્ન શ્રદ્ધા રાખનારા એટલે અકીદાઓ રાખનાર જુદી જુદી સ્વજ્ઞાતી તથા ધર્મની માન્યના મત ધરાવનારા છે એક બીજા સાથે ખાવા પીવામાં ધર્મ ક્રિયાઓ ઉજવવામાં તેમજ છોકરા છોકરીઓનું લેવણ દેવણ કરવામાં ધર્મની રૂએ એક સરખી માન્યતા નથી એક બીજા સાથે બેસીને ખાવાથી અડકાઈ જવાને તેમજ છોકરા છોકરીનો સંબંધ રાખવાનો ધર્મ ક્રિયા કરવાનો બાધ આવે છે આ ઉપરથી ખુલ્લી રીતે પુરવાર થઇ ગયું કે મુસલમાનોના આ ચાર ઇમામોના મતભેદના અને હિંદુઓના રૂપી મહરૂપીઓના મતભેદમાં જમીન અને આસમાન જેટલો તફાવત ચાલે છે આખી જગતના મુસલમાને એક બીજા સાથે ખાઇ શકે આખી દુન્યાની બધી મસ્જીદોમાં એક સાથે ધર્મ ક્રિયા કરી શકે એક બીજામાં છોકરા છોકરીનું લેવણ દેવણ કરી શકે ઇત્યાદી. વધુ ખુલાસા માટે વાંચનાર સાહેબને ઉત્સાહ હોય તો મારા પુસ્તક "ગુજરાત અને વોહરા કોમ" નો દીબાચો શરૂથી છેવટ સુધી વાંચી લેવાથી ઇન્શા અલ્લા તમો સંપુર્ણું વાકેફ થઈ જશો મારા લખાણના લાયક અને સમજદાર વાંચક વર્ગના સાહેબોના ઉપર રોશન થઈ જાય કે આગળ જે કાંઇ લખાણુ તકલીદ વિષે લખી ગયો છુ તે સામાન્ય પ્રજાના અભણ સાહેબની સમજુતી માટે જાડી મોટી દલીલોમાં લખી જણાવ્યું છે પરંતુ આ સ્થળેથી હવે હું મારા જેવા સાધારણ

સાહેબોની જાણ માટે આપણા ઇસ્લામી મહાન બુઝુર્ગો ફકીહ આલીમોના અકવાલ એટલે લખી જણાવેલા વચનો અને ખુલાસાઓ તેવણ સાહેબે પોતપોતાની રચનાઓમાં લખી જણાવેલા છે તેનો ઇન્તેખાબ લખી જણાવું છું જેથી ઇન્સાઅલ્લાહ સામાન્ય ભણેલા ગણેલા સાહેબોને પણ તકલીફ કરવા વિષે સંતોષ થઇ જશે મારે કંઇ કોઈ સાથે બહસ મુબાહેશો કરવાનો નથી ન તો કોઇનો રદીયો લખવાનો હેતુ છે માત્ર બુઝુર્ગના અકવલ લખી જણાવું છું તે મુજબ અમલ કરવો કે નહી કરવો એ વાંચનારની મરજી ઉપર છે હીદાયત દેવાનું કામ અલ્લાહ પાકનું છે પોતાના ભાઇઓને દરેક જાણકારે પહોંચાડી દેવું ફરજ છે તે પ્રત્યે લખી જણાવું છું છતાં મનુષ્ય ભુલને પાત્ર છે તે અર્થે કોઇ જાતની ભુલચુક થઇ ગઇ હોય તો તેને સુધરી લેવી અથવા શંકા પડે તો કોઇ બુઝુર્ગ ફકીહ આલીમને પુછીને તેનો ખુલાસો કરી લેવો.

જાણવું જોઇએ કે આપણા બન્ને જહાનના સરદાર સરવરે કાએનાત અહમદે મુજતબા મોહંમદ મુસ્તફા (સ. અ. વ.) ના ઐન હયાતીના જમાનામાં આપના સહાબા (રદી) ઓ ધર્મ તેમજ સંસારી બાબતોમાં પોતપોતાની તરફથી કોઇપણ જાતના ટીકાઓ કરતા ન વાદવિવાદ કરતા હતા ન તો નિયમ ફેરવતા હતા ન તો કોઇ બાબતસર વારંવાર હુઝુર (સ. અ. વ.) ને પુછતા સહાબા (રદી)ઓ તો આપના ફરમાન મુજબ તેમજ આપને જે મુજબ કાર્ય કરતા જોતા તે મુજબ કરતા તેમાં કોઈ જાતનો પોતાના તરફથી વધારો ઘટાડો કરતા નહી જે મુજબ હુઝુર (સ. અ. વ.) કરતા અથવા ફરમાવતા તેજ મુજબ દરેક બાબતોમાં શાદી ગમીના અવસરે તેમજ ધર્મ ક્રિયા કરવાના અવસરે તેજ મુજબ કરતા આપ જે મુજબ ખાતા પિતા તેમજ હજ નમાઝ વીગેરે પઢતા તેમજ નિકાહ કરતા અથવા આપ શાદી ગમીના અવસરે જે જે ફરમાનો કરતા તેજ મુજબ દરેક સાહબા (રદી) આપને પગલે અને ડગલે ચાલતા તેમાં લેશમાત્ર પણ પોતાના દીલમાં શંકા નહી લાવતા તેઓ તો આપના સત્યપ્રિયતમ અને સ્વયંસેવકો હતા આપના કોલ ફેલ ફરમાનના શીદાઈઓ હતા આપ (સ અ. વ.) ની પવિત્ર જાતીનો પડછાયો તેઓ ઉપરે હતો તેની બરકતથી કોઇપણ બાબતોમાં ફીસાદ થવા પામતો હતો નહી વળી ખુદાપાક તેના કરમો ફઝલથી સહાબા (રદી) ના દીલોને ઇમાનની પુરતી રોશનીથી મુનવ્વર કરી દીધા હતા જેનાથી તેઓ હુઝુર (સ. અ. વ.) ની દરેક બાબતના માર્મીક અને ગહન ભેદોને સમજી લેતા હતા. જેથી કરીને તેઓને વારંવાર પુછ પરછ કરવાની જરૂરત પડતી નહી તેમજ હઠ નહી કરતા હતા. સહાબા (રદી) તો આપના ફરમાન તેમજ આપના ફેલોનીજ તાબેદારી કરતા હતા હુઝુરે અકદસ (સ. અ. વ.) ની વફાત શરીફ સુધીમાં માત્ર તેર મસલાઓની પુછ થઇ હતી બાકીની દરેક બાબતો આપના ફરમાન અને ફેલ મુજબ અમલ કરવામાં આવતો હતો આપણા વર્તમાન કાળ સમાન ન તો તેઓના વખતમાં હદીસની કીતાબો લખાએલી હતી ન તો ફીકાહની કીતાબો હતી તેઓ પોતેજ મોહદદીસ અને ફકીહ હતા. હુઝુર (સ. અ. વ.) ની વફાત શરીફ પછી પણ તેઓ મકકમપણે દરેક બાબતમાં હુઝુરની સુન્નત મુજબ સાબેત કદમી સાથે દરેક રૂદીઓમાં કાર્ય ઉજવતા એક બીજામાં કોઇ કારણસર વાંધો પડતો તેમાં એક બીજાને પુછીને અથવા મસવેરત કરીને તે પછી જે કાંઇ કરવાનું હોય તે કરતા કારણ કે હુઝુર અકદસ (સ. અ. વ.) ની હયાતીમાં દરેક સહાબા નિત્ય એક સાથે તો હાજર રેહતા નહી હતા ન તો તેમ બની શકે તેમ હતું આપની મજલીસમાં વખતો વખત જે હાજર રેહતા તે વખતે આપ જે ફરમાન કરતા અથવા આપ પોતે જે કામ કરતા તે સરવે બાબતોને પોતાના દીલમાં પત્થર ઉપર ખોદેલા લેખ સમાન એટલે સીલાલેખ

સમાન જમાવી દેતા આવી રીતે અરસપરસ એક બીજાની ગેરહાજરીમાં જે જે કાર્ય થએલાં તે વિષે વાંધો આવવાથી ઉપર લખી જણાવવા મુજબ અમલ કરતા તેમજ કેટલાકોને અમુક મુદત સુધી આપની મજલીસમાં હાજર રેહવા પછી પ્રદેશ જવાની જરૂરત પડવાથી તેઓને જેટલી આપ (સ. અ. વ.) ની હાજરીમાં જાણ થએલી તેજ મુજબ અમલ કરતા હતા તેમાંથી જેઓને પાછળ હાજર રહેલા સહાબાઓની મુલાકાત થવાનો સંજોગ થઇ જતો તે વખતે એક બીજાને વધુ બાબત તેઓની ગેરહાજરીમાં અરસપરસ જે થએલી તે વિષેથી વાકેફ થતા હતા અને મનાઇ તેમજ ગેર મનાઈ તેમજ નાસેખ મનસુખની બાબતોથી વાકેફ થતા અને તે મુજબ એક બીજા ।। કેહવાને વધુ મતે માની લેતા તે વીશે ઝગડો ફીસાદ નહી કરતા હતા. સાફ અને ખુલ્લા દીલથી એક બીજા સાથે વર્તતા સહાબા (રદી) નો જમાનો વીતી જવા બાદ તેવણને જોનાર અને મુલાકાત કરનાર તાબેઇની (રદી) ના જમાનામાં તેમજ તાબેઇનને જોનાર અને મુલાકાત કરનાર તબેતાબેઇનના જમાના સુધી ઉપર લખી જવા મુજબ ઘણી સાવચેતી અને સુંદરતાથી ધર્મ તેમજ સંસાર વિષેની દરેક બાબતોમાં કોઇપણ પ્રકારની કોતાઈઓ કરવામાં આવતી ન હતી. પરંતુ તબેતાબેઇનિનો જમાનો વીતી જવા બાદ સામાન્ય પ્રજાના મુસલમાનોમાં હુઝુરે અકદસ (સ. અ. વ.) ની સુન્નત ઉપર અમલ કરવા વિષે તેમજ કદમ બ કદમ ચાલવા વિષે સહેજસાજ મંદપણાના આસાર જણાવા લાગ્યાં અને અભિપ્રાયોમાં પણ મતભેદ થવા લાગ્યો તેમજ ખિલાફતે રાશેદા મુજબની રાજનીતી રેહવા પામી નહી ઇમારતી ખિલાફત એટલે આપ મુખ્તીયાર પણાની ખિલાફત થઇ ગઈ જેથી રીયાકારી તેમજ રાખ રખાપતનો સાર્વજનિક પ્રજામાં મોટે ભગે સમાવેશ થઇ ગયો. અર્થાત આ મુજબ જ્યારે મુસલમાનોની હાલત થઈ ગઇ ત્યારે અલ્લાહ પાકે તેના કરમો ફજલથી તે વખતના ખાસ ખાસ લોકો જેઓ આલેમ ફાંઝેલ ફકીહ કામેલ હતાં તેઓના દીલોમાં પોતાના હબીબે પાકના દીનની હીફાજત અર્થે ઇલહામ કરયું અને તેઓના દીલને સહાબા સમાન રોશન કરી દીધા અને ઇલ્મે લદુનની અતા ફરમાવ્યો જે ઉપરથી તેઓને અર્થ ગૌરવ પ્રાપ્ત થઈ જતાં કુરઆન અને હદીસને લગતી બાબતોનો સંગ્રહ કરવા શરૂ કરી દીધો તેમાં ગોરો ફીકર કરવા લાગ્યા અને તેમાં સમાયલા નુકતાઓ તથા મામિંક વિષેની સમજો લેવા માંડી અને તે પછી તેનું વિવેચન કરીને ટીકા પુસ્તકો લખ્યાં જેને આપણે ફીકાહની કીતાબોના નામથી ઓળખીએ છીએ આમ કરવાનું કારણ શું હતુ. આમ કરવાનું કારણ એ હતું ? કે તેઓએ પોતાના વખતની સાર્વજનિક પ્રજાની હાલત જોતાં ભવિષ્યની ચારે તરફની હાલત ઉપર લંબાણથી નિગાહ દોડાવતાં તેઓના દીલોમાં ખુદાવંદ તાઆલા તરફથી અર્થ સિદ્ધી થઇ કે દરેક ધાર્મીક બાબતો ખરી છે કે ખોટી તેની જાંચ પરતાલ માટે નિયમો ઠેરવવા. કારણ કે જેમ જેમ હઝુરે અકદસ (સ. અ. વ.) ની વફાત શરીફનો જમાનો દુર થતો જશે તેમ તેમ ખેર વ બરકતમાં હુઝુરના કેહવા મુજબ કમી થતી જશે અને તે ઇમામ મેહદી (અ. સ.) ના આવવા સુધીના જમાના લગણ ફીતનો ફીસાદ વધતો જશે અને તે બાબતો આપણે રાત દીવસ આપણા વર્તમાન કાળમાં જોઇ રહયા છીએજ. કે મુસલમાનોમાંથી તીવ્ર મુસલમાનીનું દીન પ્રતીદીન ઓછું થતું જાય છે. ખુદાવંદ તઆલાના ખાસ ખાસ ફરજો અદા કરવાની તેમજ ભયંકર હરામ વસ્તુઓના કામો કરવા વીસે તથા તેનુ સેવન કરવા વિષે લેશ માત્ર પણ ડરતા નથી. ખુલ્લમ ખુલ્લી રીતે શીર્કો બીદઅતો શરાબખોરી તેમજ જીનાકારી અમાનતમાં ખયાનત તથા બ્યાજખોરીના કામો મુસલમાનો આઝાદીને સાથે નીડર થઇ કરી રહેલા છે તેમજ આપણા કાળના ખાસ બુઝુર્ગોને દીન વતરીક બાકીના બીજા મુસલમાણ રીયાકાર પક્ષપાતી આપ

મતલબમાં મસલા મસાએલની બાબતોમાં પોતાના તરફથી પોતાનો સીક્કો ખરો કરવા અર્થે જુઠી સાચી ગોઠવણો તાણી તુણી લંબાણથી નાજાએઝ વસ્તુને જાએઝ અને હલાલ વસ્તુને બાતેલ હરામ કહી પોતાની ખાહેશો પુરી કરે છે. આવા નાજુક વખતના આપ મતલબી મુલ્લાણુઓનો ખ્યાલ રાખીને ફકીહ આલેમોએ. કુરઆન શરીફ તેમજ હદીસ શરીફની વાણીઓનું રક્ષણ કરવા અર્થેના કાયદા કાનુન તથા ધોરણોનું બંધારણ કર્યું. દરેક ફન એટલે કળાની વ્યાકરણ તથા પરીભાષાના નીયમીત પ્રમાણના કોષની અન્ય રચનાઓ થઇ તથા શબ્દાર્થનું સંગ્રહ કરવામાં આવ્યું લોકોમાં જેમ જેમ સંસારની માયા વધતી ગઇ અને ધર્મમાં મંદપણું આવતું ગયું તે મુજબ વખતો વખતના અનુસારે ખુદાવંદ તઆલાએ મહાન બુઝુર્ગો ઉદ્દભવ કર્યા આ બુઝુર્ગોની જન સમાજમાંથી કેટલાકોએ કેવળ હદીસ શરીફનો સંગ્રહ કરવા શરૂઆત કીધી જેમાં દરેક પ્રકારની હદીસોનું મેળામેળી સંગ્રહ કર્યું હોવાથી બીજી જમાતે તે સંગ્રહમાંથી જુઠી સાચી જઇફ ગરીબ ઇત્યાદી હદીસોનું પૃથકરણ કરી બતાવ્યું તેના ઇન્તેખાબોની ભિન્ન ભિન્ન રચનાઓ રચાઇ તે તે પછી ત્રીજી જમાઅત ફકીહ આલેમોની ઉદ્દભવ થઇ જેવણે હદીસ અને કુરઆન શરીફમાં લખેલી બાબતો મસલા મસાએલો વીસે સ્પષ્ટકરણ ટીકા અર્થ શાસ્ત્રો લખયા (ટીકાકની કીતાબો અને તેને સમજવા માટે તેની પરીભાષા અને વ્યાકરણો બનાવ્યાં આવા સ્મૃતિ સ્પષ્ટકરણ ટીકાકાર વિદ્વાનોને આપણે ઇમામના ઉપનામથી સંજ્ઞા કરીએજ જેઓમાંથી સર્વથી મોટા મહાન વીદ્વાન ઇમામો ચાર થઇ ગયા જેમાં સૌથી પ્રથમ હઝરત ઇમામે આઝમ હનીફા હતા અને પોતે તાબેઇન હતા બીજા ઇમામ શાફઇના નામથી ઓળખાય છે. ત્રીજા ઇમામ માલેકના નામે ઓળખાય છે અને ચોથા ઇમામ અહમદ હંબલના નામે ઓળખાય છે. આ ચારે ઇમામોમાં મસલા મસાએલની બાબતોમાં એકબીજાની સાથે અરસપરસ હું આગળ લખી ગયો તે મુજબ જુજ મતભેદ ચાલે છે મતલબ કે આ ચારે મહાન ઇમામો પોતપોતાના વખતથી લઇને કે આજ દીન સુધીમાં દરેક એહલે સુન્નતવલ જમાઅતના આલેમા ફાઝેલા ફકીહો સમાજમાં મહાન બુઝુર્ગ ઇમામો ગણાતા આવ્યા છે આ ચાર મહાન ઇમામોના પછી દરેક કાળમાં જે જે ફકીહ ઇમામોનો ઉદ્દભવ થયો છે તેમાંથી મોટે ભાગે દરેક ઇમામોએ આ ચારમાંથી જેને જે ઇમામની સાથે પોતાના મત અને માન્યતામાં પ્રણામ વધુ જણાયું તે ઇમામની સાથે સમંત થઇને તેવણના નામની તાબેદારી કરીને તેવણના અનુયાયી તરીકે પોતાને ગણાવતા. આ મુજબ આજ દીન સુધી આખી જગતના દરેક મુસલમાનો આલેમો ફાઝેલો ફકીહો ઘણાજ મોટા પ્રમાણમાં કોઇ હનફી મત ઉપર તો કોઇ શાફઇ મત ઉપર અને કોઇ હંબલી મત ઉપર માન્યતા રાખે છે. તેઓ માત્ર આમીલ બીલ હદીસ અને ગેર મુકલલીદ નથી બધાજ મુકકલલીદ છે એનું શું કારણ એનુ કેટલુંક કારણ અને ભેદ ભરેલી ગોઠવણો વીષે મારા સુજ્ઞ વાંચકો તમો આગલ થોડું ઘણું વાંચી પણ ગયા છો છતાં વળી આ સ્થળે બીજા રૂપમાં તેનો ખુલાસો લખો જણાતું હું.

હું આગળ લખી ગયો હતો કે હુજુરે અકદસ (સ. અ. વ.)ની વફાત શરીફ પછી એટલે આ દુન્યામાંથી જાહેર રીતે અદ્રસ્ય થઇ જવાથી આપના ફરમાન મુજબ ત્રણ જમાના એટલે ત્રણ સદી સહાબા રદી અલ્લાહનો જમાનો તથા તાબેઇનનો તથા તબેતાઇનનો. આ ત્રણ જમાના તો ખેરોબરકતના રેહશે પરંતુ તે પછી ખેરોબરકતમાં ઘટાડો થતો જશે અને ખેરોબરકતના ઘટાડાથી કમી થવાથી ભવિષ્યમાં શું પરીણામ આવશે તે ઉપર નજર દોડાવતાં અને જ્ઞાન ચક્ષુથી જોતાં અને ઉંડાણ તેમજ બારીકીથી જોતાં તેના સાંરાંસનો મર્મજ્ઞ ઇમામોએ સંપુર્ણ ભવાર્થ

સમજી લેતા દરેક પાછલા ઇમામો આ ચારે ઇમામોમાંથી કોઇ પણ એકના આધીન રહીને પોત પોતાનો નવો તરીકો અથવા મઝહબની રૂઢી પોત પોતાના નામથી ચાલુ રાખી નહી કારણકે સુવર્ણ યુગ વીતી જવા બાદ કળી યુગમાં કલહ અગ્નિનું જોર એટલે અમલ વધતો જશે લોકોમાં વધતું જશે તેમજ નીચ અને અધમા અધમ લોકે વિદ્યા પ્રાપ્ત કરી વિદ્વાનો બનશે આવા નાજુક વખતમાં અધોગતીના વિદ્વાનજનો ઇમામતો દાવો કરશે. જો આ રૂઢી ચાલું રહે તો દેશ પરદેશમાં દરેક જીલ્લાઓમાં દરેક ઇસ્લામીઓમાં ઇમામોની રૂઢી ચાલુ થવાનો રીવાજ થઇ જશે અને ધર્મ સંબંધી બાબતો બાળકોની રમત સમાન થઈ પડશે એટલાજ માટે સલફુસ સાલેહીન એટલે પુર્વજો બુઝુર્ગોને દીન ફકીહ આલેમોને સર્વાનુમતે સાર્વજનિક પ્રજા માટે ઇમામોની તકલીદ કરવી વાજેબ છે એવો મત દર્શાવી ગયા છે. અને એ સીલસીલાનું બંધન આજ લગણ બરાબર ચાલતું આવે છે. હિંદુસ્થાનના આપણા ચાલુ કાળના મહાન વિદ્વાનો તેમજ આજથી બસો અઢીસો વરસ પહેલાંના મહાન ફકીહ આલેમો જેઓએ હિંદ દેશમાં ઇસલામની સ્થાપના નાંખી તેઓ પણ તકલીદના હલકામાં રહી ઇસલામની સેવા બજાવી છે ખાત્રી માટે જુઓ ઉર્દુ ફારસીના પુસ્તકો જીવન ચરિત્રો ઇતિહાસ વિગેરે. મૌલાના શાહ વલીયુલ્લાહ તથા મૌલાના શાહ અબદુલ અઝીઝ મૌલાના શાહ રફીયુદીન તથા મૌલાના શાહ ઇસહાક તથા મૌલાના અબદુલ કાદેર, મો૦ અબદુલહક, મો૦ અબદુલ હૈ, મૌલાના શાહ કાસમ નાનોતવી મૌલાના શાહ રશીદ અહમદ, મૌલાના શેખુલ હીંદ ઇત્યાદી (રહ) ફકીહ આલેમો હનફીયુલ મઝહબ હતા એટલે ઇમામ આજમ (રહ) ના મત મુજબની માન્યતા રાખતા હતા. તેવણુના મોકલલીદ ગણાતા હતા તેવીજ રીતે દરેક હદીસોના એટલે સહી હદીસોની કીતાબના રચનાર છ ઇમામો તેમજ ઇત્યાદી બીજા હદીસના ઇમામો મોટે ભાગે ઇમામ શાફેઇ તેમજ અમુક બીજા ત્રણ ઇમામોના મોકલ્લીદ હતા. પરંતુ બધાઓનું શાગીર્દપણું એટલે અનુયાયીઓનો સંબંધ હજરત ઇમામ આજમ (રહ.) સાથે જોડાય છે. આ બધા ઇમામોના ઉસતાજુલ ઉસતાદ ઇમામ આજમ અબુ હનીફા (રહ.) ગણાય છે તેમજ હદીસ શરીફના છ ઇમામો પણ આપની શાગીર્દીમાંજ જોડાય છે જેનો ટુંકો કોઠો આ સ્થળે મારા વાંચક વર્ગની જાણ માટે લખી જણાવું છું. મજકુર કોઠામાં દસ વાસ્તે દરેક ઇમામો હજરત ઇમામ અબુ હનીફા (રહ) ની શાગીર્દીમાં જઇ મળે છે.

વાસતો ૧ લો ઇમામ બુખારીનો સોલસીલો અને ફને હદીસમાં બવાસ્તા અહમદ ઇબને મનીઅથી વકી સાથે અબુ હનીફા સુધી જોડાય છે.

વાસતો ૨ જો ઇમામ બુખારી અલી બીન મદનીના શાગીર્દ અને અલી બીન મદીની વકી ઇબનુલ જર્રાહના શાગીર્દ અને વકી ઇબનુલ જર્રાહના ઇમામ અબુ હનીફાના શાગીર્દ.

વાસતો ૩ જો ઇમામ બુખારી અને ઇમામ મુસ્લિમ (રહ) મકકી બીન ઇબ્રાહીમ (રહ) ના શાગીર્દ અને મકકી બીન ઇબ્રાહીમ ઇમામ અબુ હનીફાના શાગીર્દ.

વાસતો ૪ થો. અબુ દાઉદ અને ઇમામ મુસ્લિમ અહમદના શાગીર્દ છે અને ઇમામ અહમદ (રહ) ફઝલ ઇબને દોકૈન અબુ હનીફા (રહ) ના શાગીર્દ.

વાસતો ૫ મો ઇમામ તીરમીજી (રહ) ઇમામ બુખારી (રહ) ના શાગીર્દ અને ઇમામ બુખારી હાફિજ જોહલી (રહ) ના શાગીર્દ અને જોહલી ફઝલ ઇબને દોકૈનના શાગીર્દ અને ફઝલ ઇબને દોકૈન ઇમામ અબુ હનીફાનાં શાગીર્દ છે.

વાસતો ૬ ઠો ઇમામ એ-હ-ક્ષી દારકુતની અને સાહેબે મુસતદરક એટલે મુસતદરક નામના પુસ્તકના મુસન્નીફ હાકીમના શાગીર્દ છે અને ઇબ્ને ખોઝેમા ઇમામ બુખારીના શાગીર્દ છે. ઇમામ બુખારી હાફિઝ જોહલી શાગીર્દ. હાફેઝ જોહલીના ફઝલ બીન દોકૈનના શાગીર્દ અને ઇબ્ને દોકૈન હઝરત ઇમામ અબુ હનીફાના શાગીર્દ છે.

વાસતો ૭ મો. ઇમામ અહમદ ઇમામ શાફી (રહ.) ના શાગીર્દ અને ઇમામ શાફી ઇમામ મોહમ્મદ ઇબ્ને હસનશેબાનીના શાગીર્દ અને ઇમામ મોહમ્મદ ઇમામ અબુ યુસુફ તથા ઇમામ અબુ હનીફાના શાગીર્દ છે, તેમજ ઇમામ અબુ યુસુફ પોતે પણ ઇમામ અબુ હનીફાના શાગીર્દ છે.

વાસતો ૮ મો. તબરાની અને ઇબ્ને અદી અબુ ઓવાનાના શાગીર્દ છે અને અબુ ઓવાના મક્કી ઇબ્ને ઇબ્રાહીમના શાગીર્દ અને મક્કી ઇબ્ને ઇબ્રાહીમ ઇમામ અબુ હનીફાના શાગીર્દ છે.

વાસતો ૯ મો. અબુલઆલા મુસલ્લી સાહેબે મુસનદ યાહયા બીન મોઇનના શાગીર્દ અને યાહયા ફઝલ બીન દોકૈન ઇમામ અબુ હનીફાના શાગીર્દ છે.

વાસતો ૧૦ મો. ઇબ્ને ખોઝેમાં સાહેબે સાહેબે સહી ઇસહાક બીન રાહવયહના શાગીર્દ છે અને ઇસિહાક બીન રાહવયહ અને યાહયા બીન મોઇન અને ઇમામ બુખારી અને ઇમામ અહમદ અને ઇમામ દારમી અને હાફેઝ જોહલી આ બધા ઉપર લખી જણાવેલા જુમલે ઇમામો (રહ) ફઝલીબન દોકૈનના શાગીર્દો છે અને ફઝલ બીન દોકૈન હઝરત ઇમામ આઝમ અબુ હનીફા (રહ) ના શાગીર્દ થાય છે તો આ ઉપરથી ન્યાયની રૂએ તેમજ અક્કલમંદીની રૂએ લંબાણથી વિચાર કરી જોતાં હઝરત ઇમામ આઝમ અબુ હનીફા (રહ.) કેટલા બધા મહાન બુઝુર્ગ સાબેત થાય છે છતાં કેટલાક નાઆકેબત અંદેશ તેવાણુની શાનમાં બુરૂં પુરૂં કહે છે એ કેટલી બધી શરમ અને લ-જજની વાત છે. આવા નાઆકેબત અંદેશ કેટલાક ગેર મોકલ્લીદ પેટપાળુ મોલવીઓ તથા જાહેલો શીયાહ મઝહબના લોકો સમાન જેઓ કે ખોલફ રાશેદીનમાંથી સૈયદના હઝરત અબુબકર (રદી.) ને તથા હઝરત સૈયદના ઉસમાન (રદી.) ને તેઓના મનમાં આવે તેવી ગાળો બાંકે છે તે મુજબ આ પેટપાળુ ગેર મોકલ્લીદ મોલવીઓ અને તેઓના જાહેલ ઝટ અનુયાયીઓ હઝરત ઇમામ આઝમની શાનમાં તબર્રા બાજી કરે છે. શુ આનું નામ સુન્નતની પેરવી કહેવાય કે આમીલ બીલ હદીસ. શર્મ, શર્મ આ મુજબ કરવું તો રાફ્ઝીયતપણું કહેવાય, વળી તે પણ કોની શાનમાં કે જે ઇમામો એટલે હદીસ શરીફના છ ઇમામો જેના ઉપર ગેર મોકલ્લીદોને નાઝ એટલે અભીમાન છે તેઓના ઉસતાજુલ ઉસ્તાદની શાનમાં કે જેવણુને આ છ ઇમામ તથા તે વતરોકના બીજા મોહદ્દસીનો ઘણાજ માનની નીગાહથી જોતા હતા તે એટલે સુધી કે ઇમામ શાફઇ (રહ) જે વખતે ઇમામ અબુ હનીફા (રહ.) ની કબર ઉપર ફાતેહા દેવા માટે ગયા હતા તે વખતે નમાજનું વખત આવી જવાથી ત્યાંની મસજીદમાં નમાઝ પઢી હતી તો તે ઇમામ અબુ હનીફાના મત ઉપર પઢી હતી એટલે છાતી ઉપર કોલ નહિ બાંધતા જેરે નાફ ઉપર કોલ બાંધ્યો હતો. રફાએદેન નહી કરતાં ઇત્યાદી હનફી મત મુજબ નમાઝ અદા કરી હતી. આ મુજબ શા કારણે ઇમામ શાફેઇ (રહ.) એ કર્યું.

માત્ર ઇમામ સાહેબના માનની ખાતર કે આપના ઉસતાઝુલ ઉસતાદ થાય તે માટે! કારણકે ઇમામ શાફેઇ (રહ.) સારી રીતે જાણતા હતા કે ઇમામ આઝમ (રહ.) ના મત ઉપર એટલે ઇમામ સાહેબની જે હદીસોનો આધાર લીધો છે તે પણ સહી તરીકો છે. અફસોસ એ મોતાઆસસુફ.

અહલે હદીસો તમોને લેસ માત્ર પણ ગેરત નથી હયા નથી તમારો દાવો તો સુન્નત અને તોહીદનો છે. શું સહાબા (રદી) ઓના અખલાક આ મુજબના હતા શું સહાબા (રદી) માં પોતપોતામાં ઇખ્તિલાફ નહી હતો? શું તેઓ પોતપોતામાં અરસપરસ તેઓમાં જે વધુ જાણકાર આલેમ ફકીહો હતા તેવા ફકીહ આલેમની તાબેદારી એટલે તકલીદ નહિ કરતાં હતા? તેમજ તેઓમાં અરસ પરસ ઇખતેલાફ હોવા છતાં તેઓ પોતપોતામાં એક બીજાને ઘણાજ માનની નીગાહથી જોતાં હતાં. ત્યારે એ અહલે હદીસો તમારી હાલત આ મુજબ શા કારણે થઈ ગઈ તમો સ્વતંત્ર શા માટે બની ગયા, તમો સુન્નતથી બહાર કેમ થઇ ગયા, તમો આવા અવિવેકી કેમ બની ગયા? જો તમો સાહેબોને રફાયદેન તથા આમીન બિલઝહર તથા છાતી ઉપર હાથ બાંધવાની હદીસો તમારા મત મુજબ તમારી માન્યતા મુજ તમારા અકીદામાં વધુ સહી છે તો તમો હઝરત ઇમામ શાફઇ (રહ) ની તકલિદ અખત્યાર કરો કારણ કે તેવણનો મત મજકુર હદીસો ઉપર છે. મતલબ એ જે ચારે ઇમામોમાંથી કોઈ એકની પણ તકલિદ અખત્યાર કરો. સ્વતંત્ર બનીને દોગલા પણું અખત્યાર કરવું મુકી દો કારણ કે સામન્ય પ્રજાના લોકો માટે તેમજ અરબી ભાષાના માત્ર વિદ્વાન જનસમુહ માટે પણ તકલિદના હલકા એટલે કુંડાલામાંથી બહાર રહેવું ભય ભરેલુ છે. કારણ કે ઇતિહાસિક એટલે તવારીખનાં પુસ્તકો જોતાં મોટા મોટા મહાન બુઝુર્ગોના લખી જણાવેલા અનુભવો ઉપરથી જણાઈ આવે છે કે સ્વતંત્ર રેહનારા વધુ ભાગે નાસ્તિક થઇ જાય છે તેમજ આપણા વર્તમાન કાળમાં આજથી ચાળીસ પચાસ વર્ષની અંદર સર સૈયદ અહમદ અલીગઢ કોલેજના બાની તથા શીબલી નોમાની ઇત્યાદી તેવણના ગોઠીયાઓ સ્વતત્રપણામાં રહીને નાસ્તિક બની ગયા હતા અને તેનો સીલસીલો હજુ લગણ ચાલુ. તેનું શું કારણ. તેનું એટલુંજ કારણ કે તેઓમાં ફીકાહતનો માદ્દો નહી હોવાને લીધે નાસ્તિક બની ગયા હતા આ સ્થળે મને એક જબરદસ્ત દલીલ ખાસ અહલે હદીસો માટે યાદ આવી ગઈ છે. અલ્લામા ઇમામ જોઝી (રહ) આહલે હદીસોમાંથી હતા તેમજ પોતે ફકીહ પણ હતા એવા જબરદસ આલિમ જોઅગર તકલીદ નહી કરે તો જાએજ છે મતલબ એ જે આવા એક ગેર મોકલ્લિદ જબરદસ્ત આમીલ બિલ હદીસના આલેમ તેવણની રચેલી પુસ્તક તલબીસુલ ઇબિલીસમાં લખી જણાવે છે કે તે જન સમુહના લોકો જેઓએ હદીસ શરીફના વચનોને જમા કરવા એટલે તબેતાબેઇન (રદી) થી અને તેઓના જોનારાઓથી હદીસોનો સંગ્રહ કરવા માટે ગામે ગામ તથા કસબાઓ શહેરોની સફર માટે મોટી મોટી તકલીફો ઉઠાવી સગ્રહ કર્યો હતો, એવા હદીસોનો સંગ્રહ કરનાર વિદ્વાનો બે પ્રકારન છે. પહેલો પ્રકાર તે કે જે લોકોએ હદીસ શરીફની રક્ષા એટલે હિફાજત માટે જઇફ ગરીબ અને બાતેલ રિવાયતો ઉપર લક્ષ આપી તે તેની જાંચ પરતાલ કરીને સહી હદીસોનો સંગ્રહ કર્યો તેનો બદલો તેઓને ખુદાવન્દ તાઆલાની દરગાહમાંથી ઘણોજ સારો મલશે પરંતુ આ ઝમાનામાં એટલે ઇમામ સાહેબના પોતાના ઝમાના માટે કહી જણાવે છે કે ઇબિલીસે એટલે

શેતાને ઉપર લખ્યા જણાવેલા હદીસના કેટલાક આલેમો ઉપર એટલે માત્ર હદીસનાજ જાણકારોમાંથી તેઓ ઉપર ઇબ્લીસનો ફાવટ તથા શંકાની હાલતમાં રહી તેઓ ખાસ ફરજે એન એટલે ઘણાજ અવશયના કામોથી ગાફેલ થઇ ગયા હતાં તે કયા અને શું કામો તે વિષે ખુલાસો લખ્યા જણાવે છે કે તે કામો ઇજતેહાદના તેમજ હદીસ શરીફથી તેઓએ ફીકાહત પ્રાપ્ત કીધી નહિં એટલે હાસલ નહિં કીધી જેમકે એ લોકોના જન સમુહમાંથી બીજા કેટલાકોએ હદીસ શરીફનો સંગ્રહ કરીને સાથે સાથે તેઓ ફકીહ આલીમ પણ બની ગયા હતા. જેમકે યાહયા બીન માઇન તથા ઇમામ બુખારી તથા ઇમામ મુસ્લિમ ઈત્યાદી આલમો ફકીહ પણ હતાં માત્ર હદીસના આલેમ ન હતા. આટલું લખીને ઇમામ જૌઝી (રહ) ખુલાસો લખી જણાવે છે કે તમે જુવો છો કે હદીસના સંગ્રહ કરનારાઓ પચાસ પચાસ વર્ષ સુધી હદીસોનો સગ્રહ કરવા માટે સફર કરે છે પરંતુ તેઓ હદીસ શરીફના સ્પષ્ટ ખુલાસાઓથી નાવાકેફ રહેવાને લીધે પોતાના નવજવાન ફકીહ આલેમોને નમાઝના કેટલાક મસઅલાઓ વિષે ખુલાસો પુછીને તે મુજબ અમલ કરે છે. તે પછી આગળ જતા ઇમામ સાહેબ કેટલાક ફકીહ વગરના મોહદ્દસીનોના દાખલા માટે લખી જણાવે છે કે હમારા જમાનાના કેટલાક મોહદ્દદેસીનો ફકીહ નહિં હોવાને લીધે જાહેરી માઇના એટલે જાહેરી અર્થ ઉપર તેનો સહી ભાવાર્થ નહિ સમજતા અમલ કરી દે છે અને સાથે તેઓના શાગીર્દો પણ તેજ મુજબ અમલ કરે છે તે પછી ઇમામ જૌઝી (રહ.) કેટલાક મોહદ્દસીન (રહ.) ના જેઓ ફીકાહતના ઇલમથી નાવાકેફ હતા. તેઓની જાહેર સમજ શકિત વિષેના દાખલાઓ લખી જણાવે છે જેમાંથી બે ત્રણ દાખલાઓ મારા વાંચક વર્ગની જાણ માટે લખી જણાવુ છું. વધુ ખુલાસાવાર જે સાહેબોને જાણવાની ઉત્સાહ હોય તો ઇમામ સાહેબની મજકુર કીતાબ તલબિસુલ ઇબ્લીસ પાને (૧૬૫) થી આ બાબત. વિષેનું લખાણ શરૂ થાય છે મજકુર કિતાબ સને ૧૩૨૬ હિજરીમાં તરજુમો થઇ અસલી અરબી ઇબારત સહીત મુનશીએ ફારૂકી દેહલીમાં છપાએલી છે. મંગાવીને વાંચીને ખાત્રી કરી લેશો

દાખલો ૧–લો ઇમામ જૌઝી (રહ.) લખી જણાવે છે કે કેટલાંક મોહદ્દસીનથી રીવાયત કરવામાં આવે છે કે હુજુરે અકદસ (સ. અ. વ.) રીવાયત છે કે આપ (સ. અ. વ.) એ ફરમાવ્યું કે મનુષ્યને જોઇએ કે પોતાનું પાણી બીજાની ખેતીમાં નહિં સીંચે એટલે બીજાની ખેતીમાં નહિં પીવડાવે. આ ઉપરથી મજકુર રિવાયતના બયાન કરનારા મોહદ્દસીનોના શાગીર્દોએ કહ્યું કે હમે લોકો તો અમારી ખેતીવાડીમાં પાણી પીવડાવવા પછી જે પાણી બચત રહે છે તે હમારા પાડોશીઓની ખેતીવાડીમાં જવા માટે ચાલુ કરી દઇએ છીએજ પરંતુ હવે હમો અલ્લાહ પાકની દર્ગાહમાં તોબા કરીએ છીએજ કે આ મુજબ નહિ કરવાના. આટલી બાબત લખીને ઇમામ સાહેબ ખુલાસો લખી જણાવે છે કે ઉપલી હદીસનો મુળ અર્થ મોહદ્દીસ સાહેબો તેમજ તેવણના શાગીર્દો સમજી નહિ શકયા એટલે મુળ એના સહી અર્થ એ થાય છે કે જેહાદમાં કેદ થઇ આવેલી ઓરતો જેઓ લોંડીનો હુકમ રાખે છે જો તે હામેલા હોય તો તે વખતે તેની સાથે સંભોગ એટલે હમબીસ્તરી નહિ કરો. આ સ્થળે બીજાની ખેતીથી મુરાદ લોંડીના પેટમા તેના ધણીનું જે હમલ રહેલું છે તે થાય છે અને પાણીથી મુરાદ વિર્ય એટલે મની થાય છે. એટલે જયાં સુધી લોંડીને હમલ સાકેત નહિ થાય ત્યાં સુધી તેની સાથે સંભોગ કરવાને આપે મના કર્યું. સભ્યતાના બોલોમાં જેને જાહેરી અર્થ વગર ફકીહના મોહમદ્દસીન ઉપર લખી જણવવા મુજબ સમજી બેઠા.

દલીલ ૨ જી. શેખ સાહેબ એટલે ઇમામ જૌઝી (રહ) આગળ જતાં બીજી રીવાયત આ મુજબ લખી જણાવે છે એટલે ખતતાબ (રહ.) થી રિવાયત કરે છે કે તેવણનું કહેવું છે કે હમારા બાબત મસાએખો હુઝુર (સ. અ. વ.) થી રિવાયત કરે છે કે "નહા અનિલ હે-લ-કે અસ્સલા તો ગોમુલ જુમ્મા." મજકુર હદીસમાં શબ્દ અનિલ હે-લ-કે એટલે મોટી હે તે જેરથી પઢવાનું છે જેનો અર્થ હલકાની. જમા એટલે બહુવચનનો થાય છે. જેનો ગુજરાતીમાં ભાવાર્થ કુંડાલાનું બહુવચન કુંડાલાઓ એટલે આપણે ત્યાં અથવા બીજા દેશોમાં કેટલીકવાર મજલીસોમાં કુંડાલું થઈ બધા લોકો બેસે છે તેને અરબીમાં હલકાહ અને તેના બહુવચનને ઉપર લખી જણાવ્યા મુજબ ઇબારતમાં લખવામાં આવે છે. મુળ મતલબ એ જે શબ્દ (અનિલ હે-લ-કે) ની જગ્યાએ (હલકે) પઢે તો તેનો અર્થ હજામત બનવવાના થાય છે. માત્ર જેર જબરના ફરકમાં અર્થ સમજવામાં અંતર થઇ જાય છે તો ખતતાબી (રહ) ફરમાવે છે કે મારા એક શેખ એટલે ઉસતાદે મજકુર શબ્દના ઉપર જબર પઢીને તેનો અર્થ હજામત કરવાનો થાય છે તે સમજીને ચાલીસ વરસ સુધી જુમ્માના દિવસે હજામત નહિ બનાવી. ઉપલી હદીસનો મુળ અર્થ જેરથી પઢવાનો છે કે જુમ્માની નમાઝ પ્રથમ લોકોને જોઈએ કે મસ્જીદમાં ટોલા ટોલી બનીને ઝીકર વિગેરે નહિ કરે. આ મુજબના દાખલાઓ બીજા ઘણા મશાએખા લખી જણાવેલા છે પરંતુ જો આ સ્થળે હું બધા દાખલાઓ લખી જણાવું તો એક મોટું દફતર થઈ જાય. આ બે દાખલાઓ લખીને મારે એટલુંજ સાબેત કરી બતાવવાનું છે કે માત્ર કેવળ હદીસનો અભ્યાસ લઇ તેના ઉપર અમલ કરવું પણ ભયભરેલું છે. જયારે આવા જાણકાર મશાએખોની કેટલીક હદીસો સમજવામાં ભુલો થઈ જાય છે તો પછી સાર્વજનિક જન સમજના લોકોની શી હાલત? એટલાજ માટે ઇજમાએ ઉમ્મતે સામાન્ય પ્રજા લોકોને માટે તકલીદ કરવા વિશે વાજેબ ઠેરવ્યું અને તેઓ ઇમામનો દરજ્જો ધરાવવા છતાં સંસાર તથા સંસારીઓની માર્મિક બાબતો એટલે સમાએલા નુકતાઓને ખુદાવંદ તાઆલા તરફથી તેઓના દીલો પ્રકાશિત થઈ ગયલા હોવાથી જ્ઞાન વિદ્યા તથા જ્ઞાન ચક્ષુવાળી બાબતોને ઘણીજ સહેલાઇથી સમજી લેતા હતા. તે પ્રત્યે તેઓ પણ પોતાનો મઝહબ જુદો નહિ સ્થાપતા. ચારો ઇમામોમાંથી કોઈની પણ એકજ ઇમામની તકલીદ કરવી શુશોભીત છે એવો પોત પોતાનો મત દર્શાવી પોતે પણ તકલીદના હલ્કાહમાં રહેવાને પસંદ કર્યું. વાંચક વર્ગના સાહેબો આપણને રાત દિવસ આપણા વર્તમાન કાળના ચાલુ સંસારી કાર્યો તથા બાબતો ઉપરથી બરાબર એક પછી એક વિષયોના વિધ વિધ કારણો ઉપરથી અનુભવો થતા રહે છે કે ફલાણો ડાકટર અથવા વૈદ ફલાણા વૈદ અથવા ડાકટર કરતાં વધુ ચાલાક પ્રવીણ છે તેમજ વિદ્વાન જન સમાજમાં તેમજ વકીલ બેરીસ્ટરની જન સમાજમાં ફલાણા ફલાણા અમુક જનો મહા જ્ઞાન વિજ્ઞાની અનુભવી તથા તેઓની જ્ઞાન ચક્ષુ ઉત્તમ છે તેથીજ કરીને તેઓની ઉદારતા જનોને તેઓની તાબેદારી એટલે તકલીદ કરવાની ફરજ પડે છે. દરેક વકીલ અથવા બેરીસ્ટર ન્યાયાધીશની પદવી પ્રાપ્ત કરી શકતા નથી. જેઓ મહાન ચતુર હોય છે તેઓજ પોતાની વિદ્યાકળામાં ઉંચી પદવી ઉપર ચઢે છે અને તેઓ સરદારીનો પદ ભોગવે છે. અને સામાન્ય પ્રજાના લોકો તેઓની તાબેદારી હેઠળ રહી સંતોષ પામે છે. સામાન્ય પ્રજાના લોકો આવા ચતુર વિજ્ઞાનીઓની સાથે હઠ કરતા નથી તેનું કારણ એટલુંજ કે તેઓ સારી રીતે જાણે છે કે સમજી શકે છે કે અમારા કરતાં આ લોકો નિપુણતામાં તેમજ સમજ બુદ્ધિમાં ઉત્તમ શક્તિ ધરાવે છે. માટે એ લોકોની ડહાપણભરી

વાતો માની લઈને તેમજ એ લોકોની બતાવેલી યુકિત મુજબ ચાલવું એમાંજ આખનું હીત સમાએલું છે. જો એ લોકોના કહેવાથી ઉલ્ટું કરીએ તો તેમાં જરૂર નુકશાનીનો અંશ સમાયેલો છે તો આ ઉદાહરણો ઉપરથી ખુલ્લી રીતે પુરવાર થઇ કે તકલીદ કરવાનો નિયમ સ્વભાવિક રીતે અવસ્યનો છે છતાં મારા કેટલાક ગેર મુકલ્લીદ બંધુઓ નકામો ફોકટના પ્રયત્ન કરીને જેઓ સામાન્ય જન સમાજના લોકોને જુઠું સાચું તથા હદીસ કુરઆનના ખોટા અર્થો સમજાવીને ખોટે માર્ગે દોરવે છે. અને ફીતનો ફીસાદ કરતા રહે છે એ દોષ ભર્યું કાર્ય કહેવાય કે નહિં. ખુદાપાક તમોને સારી અને નેક સમજ શકિત આપે. આવા દોષ ભર્યા કાર્યોથી બાઝ આવો અને ખુદાપાકથી ડરો.

મારા પ્રિય વાંચક વર્ગના સાહેબો જેઓ જાણકાર છે તેની નવી યાદી માટે અને જેઓ અજાણુ છે તેઓની જાણુ માટે ગેર અહલેહદીસના પેટપાલુ આપણા ચાલુ કાળના દીન ફરોશ મુલ્લાણાઓ સામાન્ય જન સમાજ પ્રજાના લોકોમાં તકલીદ વિષે જે ખોટા અર્થ મસજાવે છે તથા પોતાની તરફ જુઠી તાવીલો કરે છે–કહે છે. તેને લગતી બાબત પણ કંઇ ટુંક મજમુન લખી જણાવું છું.

ગેર મોકલ્લીદો કુરઆન શરીફમાં તકલીદ નહિં કરવા વિશેની જે આયત શરીફ બયાન કરવામાં આવેલી છે તે આમ જાહેલો તથા સામાન્ય પ્રજાના લોકો આગળ રજુ કરીને તેની ખોટી તાવીલો છે તે વિશે આપણને જણવાનું એટલુંજ છે કે કલામે પાકમાં જે જે હુકમ અહકામ બયાન કરવામાં આવેલા છે તેમાં કેટલીક આયતો નાસેખ મનસુખ એટલે જે બાબતો વિશે હુકમ કરવામાં આવેલો હોય અથવા જાયેઝ રાખવામાં આવેલી હોય અને પાછળથી કોઈ કારણસર મનાઈ હુકમ કરવામાં આવ્યો હોય અથવા નિબંધ કરવાનો હુકમ થયો હોય એવી આયતોને નાસેખ મનસુખ કહે છે તો આવી આયતોનો મતલબ ખુલાસો સમજવાને માટે દરેક જણનું કામ નથી. ખાસ કરી મોફસ્સીર તથા ફકીહ આલેમોનું કામ છે તે પછી કેટલાક બયાનો એવા પણ છે કે જેની શાને નુઝુલ હોય છે એટલે જે બાબતસર હુકમ કરવામાં આવ્યો હોય તેનું મુળ કારણ શું? શા ઉપરથી અલ્લાહ તાઆલાએ આ મુજબનું ફરમાન કર્યું તેની તપાસ પણ લેવાની જરૂરત છે.

તો તે જરૂરત અર્થે તકલીદ વિશેની આયતો જાણ કરવાની તથા તેથી વાકેફ થવાની વાંચક વર્ગના સાહેબોને તથા તેની સત્યતા મેળવનારને ઘણી જરૂરતની છે માટે કરી તે આયત શરીફો કુરઆને પાકમાં જે સ્થળે આવેલી છે તે નીચે ટાંકી બતાવું છું.

સ્થળ ૧ લુ સુરા બકર પારો ૨. બીજો રૂકુઅ ૨૧ મો. સ્થળ ૨ જુ સુરા અલ માએદા પારો ૫ મો. રૂકુઅ ૧૪ મો. સ્થળ ૩ જું પારો ૭ મો. સુરા અલ માએદા રૂકુઅ ૩ જો સ્થળ ૪ થું સુરા હુદ પારો ૧૧ મો રૂકુઅ ૯ મો. સ્થળ ૫ મું. સુરા ઝોમર પારો ૨૪ મો. રૂકુઅ ૨ જો. મજકુર આયતોની શાને નોઝુલ કાફરો માટે છે. એટલે આપણા નબીએ અકરમ (સ. અ. વ.) જયારે કાફરોને અલ્લાહપાકની વાહદાનીયત ઉપર ઇમાન લાવવા માટે ઇરશાદ ફરમાવતા હતા તે વખતે કાફરો વળતો જવાબ એ આપતાં કે હમારા પુર્વજો બાપદાદાઓ મુર્તિપુજા કરતા અને હજારો દેવતાઓની માન્યતા એક પછી એક કરતા ચાલ્યા આવ્યા છે.

તેઓની તકલીદ મુકીને આ નવી પ્રકારની વાત તમો કહી સંભળાવો છો અને સેંકડો હજારો દેવતાઓની પુજા કરવાને મનાઇ કરો છો એ વાત હમો માનવાના નથી. કાફેરોના આ મુજબ કેહવા ઉપરથી ખુદાવંદ તાઆલા તરફથી ઉપર ટાંકી બતાવેલી સુરતો જુદે જુદે સ્થળે કાફેરોને તેઓના જવાબમાં કહી દેવા માટે ઇરસાદ થાય છે. જુઓ ખાત્રી માટે સુરા બકર રૂકુઅ ૨૧ મો. જયારે તેઓને (કાફેરોને) કહો કે ખુદાવંદ તાઆલાએ જે હુકમ ઉતાર્યો છે તે મુજબ ચાલો તો તેઓ નકાર કરતા કહે છે કે હમો તો હમારા પુર્વજોની રૂઢી ઉપર ચાલીશું એટલે હમારા બાપદાદાની તકલીદ કરીશું." શું તેઓના એટલે કાફેરોના બાપદાદા અભણ હોય તથા મુર્ખાઇથી ખરો અને ખોટો માર્ગ નહિં સમજતા હોય અને ખોટે માર્ગે ચાલતા હોય તોએ તેઓ પોતાના પુર્વજોની તાબેદારી એટલે તકલીદ કરવાના. તફસીર મોજુહુલ કુરઆન મુસન્નીફ મૌલાના શા અબદુલ કાદેર (રહ.) દેહલવી. બીજી જગ્યાએ સુરતુલ માએદા પારો ૭ મો રકુઅ ૧૪ આ જયારે તેઓને (કાફેરોને) કેહવામાં આવે છે કે આવી જાત તમો તે વસ્તુ ભણી કે ખુદાવંદ તાઆલાએ કુરઆને પાકમાં હલાલ અને હરામ પ્રત્યે જે આજ્ઞા કરી છે. તો તેઓ કહે છે કે હમને પુરતી છે તે બાબનો કે હમારા બાપદાદાઓ કરતા હતા. સુરા ઝુખરૂફ પારો (૨૫) મો રૂકુઅ ૨ જો. ખુદાવંદ તાઆલા તરફથી ઇરિશાદ થાય છે કે એ મારા નબી હબીબી જે મુજબ તમોને આ કાફેરો ઉપર ખરો માર્ગ બતાવવાને માટે મોકલ્યા છે તેજ મુજબ તમારામાંથી પ્રથમ જે પેગમ્બરોને હમારો ખરો ધર્મ દેખાડવા માટે મોકલ્યા હતા દરેક ગામડાઓ તથા શહરોમાં તે શેહરો તથા ગામડાં તથા કરબાના પૈસાદારોએ કહ્યું કે હમો તો પુર્વજો એટલે બાપદાદાની રૂઢી મુજબ ચાલીશું જે મુજબ તેઓ ચાલતા હતા અને તે માર્ગને હમો કદી પણ છોડી દેવાના નથી. જયારે આ વાત કાફેરોએ કહી ત્યારે હમારા મોકલેલા પેગમબરોએ કહ્યું કે તમારા બાપદાદા જે માર્ગ ચાલતા હતા ને કરતાં વધુ સુશોભીત માર્ગ તમોને બતાવવામાં આવે તો ત્યારે તમો માની લઇ ખરા મર્ગ ઉપર ચાલવાને કબુલ રાખશો તો કાફેરોએ તેના જવાબમાં કહ્યું કે તમારા ઉપર જે વસ્તુ મોકલવા આવી છે તેટલા માટે હમો તેને નહી માન્યતા કરતાં હમો તો હમારા બાપદાદાના ધર્મ મુજબ તેઓના પગલે અને ડગલે ચાલીશું. મારા લેખના સુજ્ઞ વાંચક વર્ગના સાહેબો હું તમારી સેવામાં નમ્રતાપુર્વક ગુજારીસ કરી કહું છું કે ઉપર જણાવેલી આયતોના હેતુઓ જાણી લીધા પછી પણ કોઇને આ મુજબ કેહવાનો હક રેહશે કે મજકુર આયતો મુસલમાનોના મટે શરીયતના હુકમ મુજબ જે તકલીદમાં ખુબીઓનો સમાવેશ છે તેવી તકલીદ કરવાને માટે તો નકારનો હુકમ સાબેત થઇ શકે છે. મુળ હેતુ તો કાફેરોના ખોટા માર્ગ ચાલવા વિષે અને તેઓની ખોટી હઠ કરવા માટે ખુદાવંદતઆલા તરફથી ઇરશાદ થાય છે કે આવી ખોટી બે પાયાની તકલીદ તથા બાપદાદાઓની માન્યતા ઉપર જમી રહેતું મુર્ખાઇ ભર્યું નહિં કહેવાય તો વળી બીજું શું કહેવાય ?

જયારે જયારે ગેરમુકલ્લીદના અમુક પક્ષપાતી અને ધર્મઢોંગી મોલવીઓના ભરમભેદથી એટલે કુરઆન શરીફની આયતો પઢીને એ લોકો જે તકલીદની બુરાઇઓ બયાન કરતા ફરે છે તેના છુપા ભેદથી વાકેફ થઇ ગયા પછી આપણને વાંચનાર વર્ગ એ પણ જાણવાની જરૂરત છે કે તકલીદ કરવા વિષે કુરઆન શરીફમાં કંઇક ઇશારો અથવા હુકમ આવેલો છે કે નહી તેની જાણુ માટેની પણ અવશ્ય છે માટે કરી તેને લગતી આયત શરીફનો હવાલો લખી જણાવતાં તે વિષે મુફસ્સેરરોએ જે ખુલાસો લખી જણાવેલો છે તે લખી જણાવીશ. વાંચનાર તથા સાંભળનાર સાહેબો પર રોશન થાય કે કુરઆને પાકમાં સુરા નીસા પારો આઠમો રૂકુઅ ૮ મો ઇરશાદે

ખુલાસો થાય છે કે એ ઇમાનવાળાઓ ખુદાવંદ તાઆલાનો હુકમ માનો અને તેના હબીબે પાકનો એટલે તેના રસુલનો અને સત્તાધિકારીનો જે કે તમારામાંથી હોય તે પછી કદાચ તમારામાંના અને તમારા અધિકારીઓમાં કોઇ બાબતસર મતભેદ પડે તો તેને અલ્લાહ અને રસુલ સામે રજુ કરો એટલે વર્તમાન કાળમાં કુરઆન અને હદીસ શરીફમાં જે મુજબ હોય તે મુજબ ફેસલો કરીને તેને કબુલ રાખજો તમોને અલ્લાહ પાક અને કયામત ઉપર ઇમાન હોય કુરઆન હદીસમાં લખ્યા મુજબ ચાલવામાં તમારા માટે લાભકારક છે. અને તેનું પરીણામ ઘણુંજ સુંદર છે. જાણવું જોઇએ કે (વ-ઓલિલ્લ અમરે મિનકુમ) મજકુર વાકય ઉપર જુદા જુદા મુફસ્સરીનોએ જે ટીકાકાર લખાણો એટલે તફસીર બયાનુલ કુરઆન તથા મોવાહેબુર રેહમાન નામની તફસીર ઉપરથી ખુલાસાઓ લખી જણાવું છું, તફસીર મોવાહેબુર રેહમાનમાં લખી જણાવેલું છે કે (વ ઓલિલ્લ અમરે મિનકુમ) વિષે લખી જણાવે છે કે એમાં બે કોલ છે યાને સત્તાધિકારીઓ અને એહલે ઇલિમ ફકીહ આલેમો કાજી મુફતી વગેરે અને આ ઉપરથી લખી જણાવેલા મતને ઇબને (રહ.) એ બસનદ સહી હજરત અબુ હોરાથી રીવાયત કરી છે અને ટેકામાં ઇબને અબ્બાસ (રદી.) નો કોલ આ મુજબ છે કે મજકુર આયત શરીફ અબદુલ્લા બિન બોદાફા બિન કેસ બીન અદીને માટે ઉતરી હતી કે જયારે હુજુરે અકદસ (સ. અ. વ.) એ તેવણને એક લસ્કરના સરદાર તરીકે નીમણુંક કર્યાં હતા. રવાહુલ બુખારી અને મજકુર રીવાયતને ઇમામ (શાફી) (રહ.) એ પ્રસન્નતા આપી છે એટલા માટે કે કુરેશ સત્તાધીકારીના માન આબરૂ થકી અજનબુ હતા અને ખાસ ચુંટી કાઢેલા સત્તાધીકારીઓની ફરમાબરદારી નહિ કરતાં હતા તો તેઓ માટે મજકુર આયતમાં હુકમ આવ્યા કે તમો તમારા સરદારોની તાબેદારી કરો અલ્લાહ અને તેના રસુલના ફરમાન મુજબ તેઓ જે કાંઇ કહે તેને માની લો અને કદાચ કોઇ બાબતસર તમારામાં ઝઘડો ઉતપન્ન થાય તો અલ્લાહના રસુલ પાસે જઇ તેનો ફેસલો કરી લો અને તેવણ જે મુજબ હુકમ કરે તેને માની લો ઉપર લખી જણાવેલો ખુલાસો મજકુર આયતનો શાને નોજુલ સહીત લખી જણાવવામાં આવ્યો કે જેથી કદાચ કોઇ ગેર મોકલ્લીદ ભોતના ફાંફા મારતાં એતેરાજ કરી શકતો નથી.

હવે ઉપર લખી જણાવેલી આયત શરીફ (વ-ઓલ્લિલ અમરે મિનકુમ) ના વધુ ખુલાસા માટે આપણને જાણવાનું એટલુંજ છે કે જુદા જુદા મોફસ્સીર (રહ. અજમઇન) એ એને માટે શું ખુલાસો લખી જણાવેલો છે તો તેનો મુળ ખુલાસો એજ થાય છે કે જયારે તમારામાં મત ભેદ વાસે કદી તકરાર ઉઠે તો અલ્લાહના રસુલ પાસે જઇ તેનો ફેસલો કરીલો તોપણ હુજુરે અકદસ (સ. અ. વ.) આ દુનીયાથી જાહેર રીતે તો અદ્રસ્ય થઇ ગયા છે તો હવે એ મતભેદ પડેલો ઝગડો કોની પાસે લઇ જવો તો ઉપલી મજકુર આયત શરીફ ઉપરથી અને તેને લાગતી બીજી હદીસોનો ટેકો મલતાં એજ મતલબ બયાન કરી છે કે ફકીહ આલેમો મુજતેહદદો અને સતાધીકાર એટલે પાદશાહ અથવા સુલતાન અથવા કાબુલના અમીર સમાન સત્તાધીકારોના તરફથી કાજી મુફતીઓની જે નીમણુંકો થઈ હોય તેઓ પાસે જઇને ફેસલો કરીલો કારણ કે તેઓ અલ્લાહ અને રસુલના હુકમોને માન આપીને કદમ બકદમ ચલનારા પરહેજગાર હોવાને લીધે કેટલાક ખુલાસાઓ માટે અલ્લાહ તરફથી ઇલહામ થાય છે કે અને તે તદન ખરો નીકલે છે જો સાર્વજનીક લોકો એટલે અવામુનનાસને તકલીદ કરવાથી રોકી દેવામાં આવે તો હીદાયતનો દરવાજો બંધ થઇ જવાનો ભય છે માટે કરી અવામુનનાસને તો તકલીદ કરવું લાજેમ મલજુમ છે.

મારા વાંચક વર્ગના સાહેબો હવે હું તકલીદ વીસેની કેટલીક બીજી વધુ દલીલો જાણવા જોગ લખી જણાવું છું. આપણા બન્ને જહાનના સરદારે આઝમ ફખરે મોજુદાત (સ. અ. વ.) આપની હયાતીમાં આપે ઇરશાદ ફરમાવ્યું હતું કે મારા પછી એટલે હું આ લોકમાંથી અદ્રશ્ય થઇ જાઉં ત્યારે અબુબકર (રદી)ની તાબેદારી કરવી તે પછી આપનું બીજું ફરમાન છે કે મારા તરીકાને અને મારા ખલીફાએના તરીકાને લાજીમ પકડો એટલે ખુલફાએ રાશેદીનના તરીકાને તો શું આ ફરમાનોથી તકલીદ કરવાનો હુકમ સાબેત નહી થઇ શકતો અને તકલીદ કરવુ અવશ્ય છે એમ સીદ્ધ થાય છે કે નહી હેતુ એ જે મજકુર હદીસોથી પણ તકલીદ કરવાનું પરમાણુ થઇ જાય છે. ઇમામ બગવી મોઆમેલુલ તનઝીલમાં લખી જણાવે છે કે ઇલિમનું શીખવું એટલે ઇલમે દીનનું અને તેને લગતી ખુલાસાવાર જાણકાર બાબતોનું શીખવું ફરજે કીફાયા છે એટલે એક શહેરના કે કસબાના યા ગામના રેહવાસીઓમાંથી કોઈ પણ એક માણસ ઇજતેહાદી દરજ્જાનો ફકીહ આલીમ નહી થાય તો બધા એને માથે ગુનેહગારીનો બોજો રેહશે મતલબ એ જે આખા શહેર કે કસબામાં અથવા ગામમાં રહેતા લોકોમાંથી એકનું પણ ફકીહ આલેમ થવું ફરજે કીફાયા છે માટે જે શહેર કસબા કે ગામમાં ફકીહ આલમ મોજુદ હોય તો તે ગામ તથા કસબાવાલાઓ ઉપર આવા ફકીહ આલેમની તકલીદ કરવી અવશ્ય છે જુઓ ઇમામ નિસાઇ રહ. કેટલા બધા હદીસના આલેમ મોહદસીન હતા છતાં ઇમામ શાફી રહ. ની તકલીદ કરતા હતા.

નવાબ સીદદીક હુસેન ગેર મુકલીદ જેને ગેર મોકલ્લીદો પોતાના વડીલ આલેમોમાંથી સમજે છે તે હતા ફી. ઉકરૂસસેહા સિત્તા નામની કીતાબના પાને ૧૨૭ મે છઠી ફસલમાં લખી જણાવે છે કે ઇમામ નીસાઇ રહ. દીનના પર્વતોમાંથી એક પર્વત છે અને હદીસના જાણકાર વીદ્વાનોમાંથી એક જાણકાર વીદ્વાન અને દીનના સ્થંભોમાંથી એક સ્થંભ છે તેવણના વખતના મહાન વીદવાન સમાજના લોકો તેવણના ઇજતેહાદને તથા તેવણે કરેલી નુકતેચીની ને માન્ય કરતા હતા અને તેવણ ઇમામ શાફી રહ. ની તકલીદ કરતા હતા. અબુ દાઉદ રહ. જેવણ કે એક મોટા મોહદસીન ફકીહ આલેમોમાંથી ગણાય છે જેવણનો તકવો ફકીહ આલેમોની જન સમાજમાં પ્રખ્યાત હતો. અને અબુ ઇસહાક (રહ.) એવણને ઇમામ અહમદ (રહ.)ના શાગીરદોમાં જે ફકીહ આલેમો હતા તેમાં ગણત્રી કરતા હતા એવણના મજહબમાં મતભેદ છે કે શાફી હતા કે હંબલી મતલબ એ જે અબુ દાઉદ રહ. મોકલ્લીદ હતા. આ ઉપરથી પણ એ જાણવાનું છે કે જ્યારે ગેર મુકલ્લીદોના કહેવા મુજબ તકલિદ, ના જાએઝ છે તો આવા મોટા મહાન ફકીહ મોહદસીનો શા માટે તકલીદ કરતા હતા તે વીચારવાનું છે કે જેને એટલે મજકુર ઇમામોને ખુદ ગેરમુકલ્લદીનો પણ મહાન મોતેબર ઇમામો તરીકે માન્યતા કરે છે. વળી ઉપર લખી જણાવેલી કીતાબ હતા ફી ઉકરૂસસેહા સિત્તામાં નવાબ સીદીક હુશેન પાને ૧૨૧ મેં લખી જણાવે છે કે ઇમામ બુખારી રહ. પ્રત્યે અબુ આસમ (રહ.) સાહેબે ઇમામ શાફી (રહ)ના મોકલ્લીદોમાં ગણત્રી કર્યા છે.

વળી હિન્દ દેશના ઉસ્તાદ શેખુલ મશાએખ હઝરત મઉલાના શાહ વલી ઉલ્લા સાહેબ મોહદદીસ દેહલવી (રહ,) પોતાની કીતાબ હુજજતુલબાલેગામાં ફકીહ આલેમોમાં પરસ્પર એક બીજાથી મતભેદ હોવાના કારણો શું હતા તે વિષેના બયાનમાં લંબાણથી વિવેચન કરતા તકલિફ

વિષેના બયાનમાં લખી જણાવે છે કે આ સ્થળે સંબંધ ધરાવાતા તે મસલાઓ ઉપર લોકોને જાણકાર કરી દેવા જોઇએ કે જે બાબત સર લોકોને પોતાની સમજ શકિતમાં અજાએબી જેવું લાગે છે. અને તેઓ પોતાના પગલા ભુલના મેદાનમાં મુકી દેતા ખોટા માર્ગ ઉપર પોતાનું કલમ ચલાવે છે તેમાનો પહેલો મસલો આપણુ છે કે ઉમ્મતે મોહંમદીઆ (સ. અ. વ.)ના તે ઉમ્મતી કે જેઓ દીનના મસલા મસાએલ બયાન કરવામાં ભરોસેદાર ગણાતા હતાં તેવા જબરદસ્ત ફકીહ આલેમોના ઇજમાઅ એટલે મોટી ભવ્ય મહા સભાએ સર્વાનુમતે માન્યતા કરી લઇ ઠરાવ કરી લીધો છે કે આ મજહબે અરબા એટલે અહલે સુન્નતવલ જમાઅતના ચાર મહા ફકીહ આલેમો જેઓ ઇમામોના નામથી ઓળખાય છે તેઓમાંથી કોઇ એક ઇમામની પણ તકલિદ કરી લેવી કારણ કે એમાં મોટી મોટી મસલેહતોને સમાવેશ થએલો છે જે વિષે કરી આલેમો ઉપર ગુપ્ત નથી તેમાં ખાસ કરીને આપણા વર્તમાન કાળમાં તો લોકો દીનથી ઘણાજ આળસુ અને અંજાણમાં રહેવાથી તકલીદ કરવી અવશ્ય છે એટલે વાજેબ છે, અને ઇબને હજમનો કોલ એટલે ઇબને હજમના કહેવા મુજબ કે તલિબ કરવી હરામ છે તો તે તેવા લોકો માટે કે જેઓ ઇજતેહાદ કરવાની શકિત ધરાવે છે એટલે મોટો ફકીહ આલેમ જે કુરઆન અને હદીસના નાસખે મનસુખ હુકમ સમજવાની પણ શકિત ધરાવતા હોય એજ મુજબ ફતુહાતે-વહ-બીયા શરાહ અરબઇન. ન વ-બીયામાં ઇબ્રાહીમ સુરખી માલેકી ફરમાવે છે કે અ ઇમ્મા અરબા આઝમ, ઇમામ અબુ હનીફા તથા શાફઇ-તથા માલેકી તથા હંબલ ચારો ઇમામ (૨.૯.૦ અજમઇન)ના, પછી થએલા બીજા ઇમામોની તકલિદ જાએઝ નથી.

મારા લેખના વાંચક વર્ગના સુજ્ઞ સાહેબો ઉપર રોશન થઇ જાય કે હવે મારૂં તકલિદ વિષેનું લખાણ ખતમ કરતાં ગેર મોકલ્લિદો જે આપણને નિત્ય બીદઅતી કાફર મુશરિક ઇત્યાદી ઉપનામથી સંબોધન કરે છે અને પોતે જાણે મોટા મવાહેદ અને તોહિદની માન્યતા કરનારાઓમાંથી સહાબા ખસલતના હોય એવો ડોળઘાલે છે અને સામાન્ય પ્રજાના અંજાણ લોકોમાં પોતાને શોર્ક અને કુફ્રનાં કામોથી પવિત્ર જણાવે છે પરંતુ આ બધી એ લોકોની ધોકાબાજી છે. એ લોકોની ધોકાબાજીનો ભરમ શું? તે વિષેનું બયાન ભાગ બીજામાં લખી જણાવેલું છે:





نحمده ونصلي على رسوله الكريم

# સચ્ચાઇની રોશની ભાગ ૨ જો
તથા
# તકલિદ ઉપર અજવાળું.

લેખકઃ-મોહંમદ આરેફ દાખલી—સેવક રાંદેરી.

બાદ હમ્દો સલાત પછી વાંચક વૃન્દ ઉપર રોશન થઇ જાય કે તકલિદનું બયાન પુરૂ થઇ જવા બાદ મારો વીચાર થયો કે જોડે જોડે. બિદઅતના બયાન વિષેનું લખાણુ પણુ લખી તેના અનેક ખુલાસાઓથી સામાન્ય પ્રજાનાં લોકોને જાણ્ કરાવી દઉં જેને માટે ગેર મોકલલિદો નિત્ય મેણું મારતા અપવાદ મુકી બિદઅત મુશરેક તથા કાફર ઈત્યાદિ ઉપનામોથી મુકલ્લેદોને સંબોધે છે માટે કરી એ વિષેનું લખાણુ ગેર મોકલલિદોના એક જાણીતા આલિમ મોલવી વહીદુઝ ઝમાન હેદરાબાદીના પૂસ્તકમાં લખી જણાવેલા લેખ ઉપરથી પ્રારંભ કરૂં છું, મોલવી વહીદુઝ ઝમાન પોતાની રચેલી હદીસ શરીફમાં આવેલા અરબી ભાષાના મહાવરાઓની સમજ લેવા વિષે લખેલી અનવારૂલ લુગાતમાં શબ્દ બિદઅતનું વર્ણન લખી જણાવે છે તે સ્થળે લખી જણાવે છે કે બિદઅત એટલે તે નવી વસ્તુ કે જેની ઉત્પત્તિ થવાના પહેલ્લાં તે અમલમાં કે દેહ રૂપમાં આવેલી ન હોય અને તેના બે પ્રકાર છે જેમાં પહેલો પ્રકાર સઇયા એટલે ગુમરાહી તરફ લઈ જનારો તથ બુરા કામોમાં ફસાવી દેનારો છે અને બીજો હસના એટલે ખુબીઓથી ભરપુર ભલાઇ તથા લાભોની લલિતાઓનો સમાવેસ રાખનાર જેમકે સૈયદના હઝરત ઉમર (રદી.)નું રમઝાન માસમાં ખાસ ગોઠવણુ સહીત તરાવીની નમાઝનું કાયમ કરવું ઈત્યાદી બાબતો જેની સહાબા અને કૂરૂને સલાસાથી એટલે તબેતાબેઇનના ઝમાનાનું સુધીથી જે જે કરવું સાબેત થાય છે તે નવા કામો તથા રૂદીઓ દાખલા તરીકે સરફ, નહોનો. ઇલમ મદ્રેસાઓ ખાનકાહો પુલો યતીમ ખાનાઓ મુસાફરખાનાઓની સ્થાપનાઓ કરવી વગેરા જેમાં કાફર મુશરેકોની તે રૂદીઓનો સમાવેસ નહી હોવો જોઈએ કે જેમાં શીર્ક કે કુફરનો અંશ જણાઈ આવે જેમકે કેટલાક જાહેલ અભણુ લોકો અંજાણુ પણે કરે છે યાને બુઝુર્ગોની મઝાર શરીફ ઉપર જઇને ચઢાવે છે સીજદો કરે છે ઈત્યાદિ જે બાબતો ખુદાવંન્દ તઆલાની જાતે મુબારક સાથે કરવાની છે તે ગેર રૂલલાહ સાથે. કરે છે

## "એહલે સુન્નત વલ જમાઅતના મત પ્રમાણે બિદઅતનું શબ્દાર્થ જ્ઞાન"

જાણવું જોઇએ કે બિદઅત એ અરબી ભાષાનો શબ્દ છે. જેનો અર્થ એ મુજબનો થાય છે કે કોઈ પણ તદન નવી વસ્તુ અથવા બાબત રૂઢી અથવા ધારો રીવાજ જે કાળમાં તેની ઉત્પતિ થઇ હોય તે પહેલ્લાં તે અમલમાં કે દેહ રૂપમાં આવવા પામેલી ન હોય તે, પરંતુ શરીઅતના કાયદા મુજબ બિદઅત તે નવી વસ્તુને કહેવામાં આવે છે કે જે ઇબાદતને લગતી બાબતોમાં લાગુ પડે જેને માત્ર સવાબ અર્થે ઉજવવામાં આવે છે દાખલા તરીકે નમાઝ-રોઝા હજ-ઝકાત-નફીલ સદકા ખેર ખેરાત વગેરા વગેરા સવાબ અર્થેની ઇબાદતો તથા કામો રૂઢીઓ રીવાજોમાં પોતાના તરફથી વધારો કરવો જેની શરીઅતના કાયદા મુજબ અસલ ઉદાહરણ મલી નહી આવે તદન પોતાના તરફથી કોઇ મોલવી આલિમ તથા સુફી પીર વગેરાએ પોતાના લાભ અર્થે ઇબાદતોને લગતી બાબતોમા દાખલ કરી દીધી હોય તેવી બાબતને બિદઅતે સઇયા અથવા ક્બીહ તથા હરામ મકરૂહ કેહવામાં આવે છે જેને માટે કે હદીસ શરીફમ આવેલુ છે કે, (કુલ્લો બિદઅતુન દલાલતુન કુલ્લો દલાલતુન ફિનનાર) અર્થ જેટલી બિદઅત છે તે બધી ગુમરાહી તરફ લઇ જનાર છે અને જેટલી ગુમરાહી છે તે દોજખ તરફ ખેંચી જનાર છે. આથી તે બિદઅતો છે કે જે બિદઅતો સહાબા તથા તાબેઇન તથા તબે તાબેઇન તથા ઇજમાએ ઉમમતથી સાબેત થએલી ન હોય એટલે ફીકાહની મોતેબર કીતાબમાં પણ જે મના આવેલા બિદઅતોનું બ્યાન નહી હોય તે હસના છે કે સૈયા તો આવી બિદઅત બિદઅતે સૈયાની ગણત્રીમાં સમાર કરવામાં આવશે, ઇબાદતને લગતી બાબતોમાં, પરંતુ જે બિદઅતો સસાર સંબંધી બાબતોમાં હશે જેમકે શાદી વેળા લગન તથા ગમીના અવસરે કેટલીક રૂઢીઓ જેની શરીઅતમાં કંઈ પણ અસલ નથી તે ઉજવવામાં આવે છે જેને લોકો સવાબ સમજીને નહી પણ રીવાજ સમજીને અથવા રીવાજ તરીકે કરે છે દાખલા તરીકે સેવા (મંગણી) ના સંબંધે જોડતી વખતે શરબત પીવડાવે છે સાકર વિગેરે મીઠાઇઓ આપે છે. સગાવીના લોકોને ખાણું વગેરા ખવડાવે છે તેમજ પરસ્પર સગા સંબંધીઓ પૈસા સંબંધી લેવણ દેવણ કરે છે જેમાં કુફર તથા શીર્કનો સમાવેશ ન હોય એવી જેટલા પ્રકારની બિદઅત છે તે મુબાહ એટલે જાએઝ છે પણ આવી બિદઅતો કરવામાં કોઈ પણ પ્રકારનો સવાબ નથી બલકે કેટલીવાર આવી બિદઅતો હરામ તથા મકરૂહ પણ થઇ જાય છે જેનો પુરતો ખુલાસો ઇન્શાઅલ્લા, આગળ જતા સવિસ્તાર આવશે.

## બિદંઅંત અને તેના પ્રકારો.

જાણવું જોઇએ કે બિદઅતનો પ્રકાર દર અસલમાં એકજ છે. પરંતુ સામાન્ય પ્રજાના લોકોને એટલે અવામુનનાસને ટુંકમાં સમજુતી દેવા અર્થે તેના પ્રકાર કેટલાક ફકીહ આલમોએ ઠેરવી દીધા છે જેથી કરી સાર્વજનિક લોકો ગુંચવણમાં પડવા પામે નહિ અને સહેલાઇથી સમજી લે જેના મુખ્ય ત્રણ પ્રકાર અને બાકીના પ્રકારો પેટા પ્રકારો છે જેની સમજુતી નીચે મુજબ છે:—

"પ્રકાર. ૧. લો. (બિદઅતે હસના) અને તેના પેટા પ્રકાર બે એક વાજેબા અને બીજો મુસતહેબા આ બન્ને બિદઅતોના કરવામાં સવાબનો લાભ સમાવેસ થએલો છે.

"પ્રકાર ૨. જો (બિદઅતે મુબાહ) જેના કરવામાં સવાબ અઝાબ નથી માત્ર સહેલાઈ માટે તેનું કરવું જાએઝ છે.

"પ્રકાર. ૩. જો (બિદઅતે સય્યા) એના પેટા પ્રકાર બે, એક હરામ બીજા મકરૂહા તાહરીમા હરામની નજદીક.

ખરૂ જોતા પહેલા પ્રકારની બિદઅતે હસના અને તેનો પેટા, પ્રકારો બિદઅત નથી શરીઅતના કાયદાની રૂએ કારણકે શરીઅતમાં જે વસ્તુની ઉદાહરણ કુરઆન તથા હદીસ ઇજમા થકી જે વસ્તુની આવે તે હુકમ મુખ્ય હેતુમાં સમાવેસ થઇ જાય છે. દાખલા તરીકે સરફનહો તથા ઇલમે કલામ (શાસ્ત્રાર્થ; વિદ્યાનું સિક્ષણ લેવું કારણ કે વર્તમાન કાળમાં જયાંલગણ એનો અભ્યાસ ન કરે ત્યાં લગણ અરબી ભાષામાં પુર્ણતા સંપાદન થઇ શકવાનો સંભવ થઇ શકે નહી કારણ કે ધર્મની ભાષા અરબી હોવાને લીધે અરબી ભાષાનું વ્યાકરણ તથા શાસ્ત્રાર્થનું પુસ્તક ભણવાની જરૂરત પડે છે ત્યાં લગણ તે ધર્મ વિદ્વાન થઈ શકતો નથી. વ્યાકરણ તથા શાસ્ત્રાર્થ આપણા નબી સાહેબના ઝમાનામાં તથા સહાબા (રદી.) ના ઝમાનામાં હતું નહી જેથી એ પણ શબ્દાર્થની રૂએ તો બિદઅત કેહવાશે પરંતુ આગળ લખી જણાવેલા ખુલાશા મુજબ જેનું ઉદાહરણ એટલે મીસાલ મલી આવે તે બીદઅતના રૂપમાંથી બદલાઇ જાય છે તો ધર્મ સંબંધીઓ ઇલમે દીન હાંસલ કરવા માટે અને તેને લોકોમાં પહોંચાડવા માટેની ફઝીલતો હદીસ શરીફમાં તથા કુરઆન શરીફમાં મોજુદ છે. ઇલમ શીખો અને શીખાવો તેમજ દરેક મુસલમાન મર્દ તથા ઓરત પર ઇલમનું શીખવું લાજેમ છે, એટલે ઇલમે દીનનું અગરચે તે ચીન દેશમાં હોય. કુરઆને પાકમાં લખી જણાવેલું છે કે શું? ઇલમવાલાઓ અને અભણ એક સરખા છે, કદી નહી. તો આથી સાબેત થયું કે કયામત સુધી પણ ઇસ્લામ તથા ઇસ્લામીઓને જે લાભકારક બાબતો છે તેની મીસાલ કુરઆન હદીશ સહાબા ઇજમાઆથી સાબેત થતી રહે તો તે બિદઅત નથી તે તો બિદઅતે હસના એટલે નેકી છે. સમજુતી માટે દાખલો બીજો આપણા પ્રસતુત કાળમાં જે નવી નવી વસ્તુઓ બાબતો તથા રૂઢીઓ કે જેની મહા અગત્ય થઇ પડે છે તે પણ બિદઅતે વાજેમાં ગણાશે, દાખલા તરીકે તોપ-બંદુક હવાઇ વીમાન વાયરલેસ ટેલીગ્રાફ ટારપીડો બોટ મન વરો ઇત્યાદિ નવી નવી વસ્તુઓ જે કે આપણા નબી (સ. અ વ.) ના ઝમાનમાં અસ્તિ એટલે હોવા પણું નહી ધરાવતી હતી તેની જરૂરત હોવાને લીધે ઇસ્લામી રાજકર્તા ઓને તેનું સીખવું સીખાવવું વાજેબ થઈ પડશે. દુસમનોના મુકાબલામાં બચાવ કરવા અર્થે. પરંતુ ખરૂં જોતા મજકુર વસ્તુઓ પણ કાયદાની રૂએ બિદઅત પણામાંથી બાદેલ થઇ જાય છે. કારણ કે અહલે સુન્નત વલ જમાઅતને ત્યાં આગળ લખી જણાવવા મુજબ ચાર બાબતોથી દલીલ લેવામાં આવે છે કુરઆન શરીફ તથા હદીસ શરીફ તથા સહાબા (રદી)ના અકલવાલો ફેસો તથા ઇજમાએ ઉમ્મત એટલે મહાન બુઝુર્ગ ફકીહ આલેમોની બહુમતી.

તો ઉપર લખી જણાવેલા હથીયારો જો કે શબ્દાર્થની રૂએ બિદઅત કહેવાશે પણ તેની મુખ્ય સાબેતી કુરઆને પાકમાં મોજુદ હોવાને લીધે કદી તેના ઉપર બિદઅતનો હુકમ લાગુ પડશે નહી જુવો કુરઆન શરીફ પારો ૨૭મો સુરતુલ હદીદ રૂકુ બીજો ખુદાવંદતઆ.લા ઇર્શાદ ફરમાવે છે કે હમોએ લોઢું મોકલ્યું. જેમાં સખત અને બળવાન યુદ્ધ પ્રત્યેના હથીયારોનો

સમાવેશ છે. ખુલાસો-મજકૂર આયત શરીફમાં ક્યામત સુધી જેટલી પ્રકારના હથીયારોની શોધખોળ થતી રહશે તેનો ખુલાસો નીકલી આવે છે તો નિયમ અનુસારે વખતો વખતના શોધખોળ થએલાં હથીયારો બિદઅતની ગણત્રીમાં સુમાર થશે નહીં. આ ઉપરથી વાંચનાર સાહેબોને તેમજ મસલા મસાએલના જીજ્ઞાસુઓને જાણ કરી લેવાનું એટલુંજ છે કે ઉપર લખી જણાવેલા ત્રણ દાખલાઓ સમાન જે જે બાબતો તથા રૂઢીઓ ઉપર નિયમિત નિયમ લાગુ પડે તે બાબત તથા રૂઢી શરીઅતના નિયમિત નિયમ મુજબ; બિદઅતનો હુકમ લાગુ પડશે નહિં. સુબ્હાનલ્લાહ શરીયતે પાકના ફેરવી દીધેલા કાયદા કાનુનો કેટલા બધા વિસ્તારો ધરાવે છે અને આ બધી બારીકીઓ તથા નુક્તાઓ તથા ઉંડાણમાં સમાવેશ થએલાં ગુપ્ત ભેદો સમજવાનો અને સમજાવવાનો હક ફકીહ આલેમોનુંજ છે. અને તેઓના પ્રતાપે આટલું જાણવાને આપણ શક્તિવાન થયા. માત્ર હદીસ શરીફનો તરજુમો વાંચી લેવાથી કામ સરે એમ નથી માટે સામાન્ય પ્રજાના લોકોને ફકીહ આલેમોની તકલિદ કરવી અવસ્ય છે. નહીં તો ગુમરાહીના અંધકાર ખાડામાં પડી જવાનો મોટો ભય હોવાનો સંભવ હોય છે.

તો આ ઉપરથી વીચારવાનું એટલુંજ છે કે જે સામાન્ય પ્રજાના ગેર મોકલલિદ સાહેબો પોતે અહલે હદીસનો દાવો કરે છે તેઓ તદન ખોટા છે કારણ કે તેઓને આપણા પ્રસ્તુતકાળના ગેર મોકલલિદ મોલવીઓની તકલિદ કરવી પડે છે અને તેના વતરોક છુટકારો નથી તો અફસોસ અને નવાઈ જેવી વાત અને બાબત તો એ છે કે આવા જબરદસ્ત મહાન મોહદદસીન ફકીહ ચાર ઈમામોમાંથી કોઈ પણ એક ઈમામની તકલિદ નહી કરતા આવા લે ચાલુ મોલવીઓની તકલિદ કરવા બાપડા અભણ સામાન્ય પ્રજાના ગેર મોકલલિદો કબુલ રાખે છે. એ કેટલી બધી એ લોકોની ખુલ્લી રીતે કમનસીબી છે. ખુદાપાક સારી સમજ આપે અને પોતાની હઠ ધર્મી તથા ખોટી જીદ મુકી દઇ ચાર ઇમામોમાંથી કોઇ એકની પણ તકલિદ કરે તો બહેતર છે અને ગુમરાહીથી છુટકારો થવાનો એક સુંદર માર્ગ છે.

જાણવું જોઇએ કે બિદઅતે મુસતહબા તે કામો તથા રૂઢીઓને કહે છે કે જેને કરવામાં લાભોનો લાભ તથા સવાબનો અંશ તેમાં સમાવેશ થએલો હોય દાખલા તરીકે મુસાફર ખાનાઓ બનાવવા તથા યતીમ ખાનાઓ બનાવવા પુલો બનાવવી તેમ ઇસ્લામ તથા ઇસ્લામી-ઓના લાભકારક અંજુમનો સભાઓ કાયમ કરવી મદરેસાઓ તથા સ્કુલો દીન દુન્યાના લાભો અર્થે ચાલુ કરવી હુન્નર ઉદ્યોગ શાળાઓ કાયમ કરી તેમાં મુસલમાનોના લાવારેસ તથા યતીમ મીસકીન બચ્ચાઓને મફત કેલવણી આપવી ઈત્યાદિ લાભો અર્થેના કામો તથા રૂઢીઓ ચાલુ કરવી તે અને તે વતરોક પોતીકા માત પીતા તથા સગાસ્નેહી તથા બુઝુર્ગોને દીનો જેઓ મરણ પામી ગયા છે તેઓની આતમા (રૂહ) ને સવાબ પહોંચાડવા અર્થે ખેર ખેરાત કરવી જેના થકી ઇસ્લામ તથા ઇસ્લામીઓની એટલે મુસલમાન અનાથ બાળકો બાળકીઓ લાચાર મોહતા-જોને લાભ કારક થઈ પડે. દાખલા તરીકે બોર્ડીંગ હાઉસ (વિદ્યાર્થી આશ્રમ ભવન) પુસ્તક શાળાઓ, યતીમખાનાઓ, દવાખાનાઓ, સુવાવડખાનાઓ મુસ્લિમ એવા લાચાર મોહતાજ લાવારેસ સ્ત્રીઓ માટે વનિતા-વિશ્રામ વગેરા વગેરે તેમજ પોતાને માટે અથવા પોતીકા મરણ પામેલાઓને માટે સવાબ પહોંચાડવા અર્થે બનાવવું અથવા જારી કરવું તેમજ હુજુરે અકદસ (સ૦ અ૦ વ૦) ના જન્મ દિવસની ખુશાલીમાં ગરીબ મીસકીન તથા સગા સ્નેહીઓને ખાણું ખડાવવું તથા આપ (સ૦ અ૦ વ૦) ની પેદાસને લગતી બાબતોનું બયાન કરવા અર્થે

મજલિસ કાયમ કરવી અને તેમાં હદીસ શરીફમાં જે મુજબ આપના સોનેરી ચરિત્રનું બ્યાન કરવું તેમજ બુઝુર્ગોને દીનનો દર વરસે જે મરણનો દીવસ આવે છે. જેનો ઓરસ કે દીસાનો દહાડો કહે છે તે દિવસે તેઓને સવાબ પહોંચાડવા વિષે કરીને ખેર ખેરાત કરવામાં આવે છે એનું એટલે મજકુર રૂઢીનું બીજા નામ રૂપમાં–ફાતેહાખાની પણ કહેવામાં આવે છે યાને ગરીબ લાચાર મોહતાજોને ખાણું ખવડાવવું તથા તેઓને કપડાં લત્તા આપવા અથવા કુરઆન શરીફ પઢીને તેનો સવાબ પહોંચાડવો ઈત્યાદિ કામોની ક્રિયા થાય છે એ બધી બિદઅતે મુસતેબામાં દાખેલ છે. પરંતુ મારા વાંચક વર્ગના સુજ્ઞ સાહેબો જોડે જોડે તમારા ઉપર એ પણ રોશન થઈ જાય કે બિદઅતે મુસતેહબાના કામોને જયાં લગણ જે દેશના અથવા શહેરના અથવા કસબાના તથા ગામડાના તેમજ સ્વજ્ઞાતી સમાજના લોકો મુસતેહબાના દરજા તરીકે સમજીને કરતા રહેશે અને પરસ્પર એક બીજાને ભલુબુરૂ નહી કહેતા ફરઝ પાડશે નહીં ત્યાં લગણ તો એમાં લાભોની લાભ તથા ભલાઇ અને સવાબ ને હિત જળવાઈ રહેશે પણ અરસ-પરસ નહીં કરનારને બુરૂં ભલું કહેશે અથવા જે સ્વજ્ઞાતી સમાજના લોકોમાં આવો અકીદો જણાઈ આવશે તો તેઓ માટે મનાઇરૂપમાં હુકમ બદલાઈ જશે જયાં લગણ ત્યાંના લોકો પોત પોતાના અકીદાને સુધારી નહીં લેશે, ત્યાં લગણ તેઓના ઉપર નહી કરવાનો હુકમ જારી રહેશે. જો તેઓ આ મુજબ અમલ નહી કરશે તો ગુનેહગાર થશે.

દાખલા તરીકે આપણા દેશમાં લોકો પોતીકા માતપિતા ત્થા કુટુંબના માણુસોમાંથી કોઈ મરણ પામે છે તો મરણ પછી તીજુ ચાલીસું છ માસિક અને વર્ષી ઈત્યાદી દીવસો ખાસ ઠેરવી લીધા છે જે મરણ પછી સવાબ પોંહચાડવા અર્થે ક્રિયા કરાવવા માટે ફરઝ પાડવી અથવા કરજ ઉધાર લાઈ અથવા વીયાજી લઈને ખાણું ખવડાવવું અથવા ફાતેહા ખાની કરવી–કરાવવી આવી ઉપર લખી જણાવેલી બધી બાબતો કરવા માટે મનાઇનો હુકમ લાગુ પડશે કારણ કે એવી બાબતોને શરીઅત ફરઝ વાજેબ લાજેમ મલજુમ કરેલી નથી. એ તો દરેક માણુસને પોતે પોતાની યથા શકિત ઉપર મુલતવી રાખીને કરવાનું છે જેની જેવી શકિત પૈસા સંબંધીમાં ત્થા નફીલ ઈબાદત કરીને મરનારને સવાબ પોંહચાડવાનો મુળ હેતુ છે તો તેમાં વળી દીવસો ઠેરવી લેવાની શી જરૂરત જયારે જેનાથી પૈસા સંબંધી ત્થા નફીલ ઇબાદત સંબંધી બની શકે તે વખતે સવાબ પોંહચાડવા અર્થેની ક્રિયા કરી લે. બની શકે તો દરરોજ એકવાર બેવાર સાંજ સવાર ગરીબ લાચાર મુસાફરને ખાણું ખવડાવે જેને કપડાની હાજત હોય તેને કપડું દેવડાવી દે બીમાર હોય તો ગરીબ બાપડાને દવા કરવાને પૈસા આપે પોતે નફીલ નમાઝ પઢીને ત્થા કુરઆન શરીફ પઢીને તેનો સવાબ પોંહચાડવા માટે ખાસ ખાસ રીત ભાત ઠેરવી લેવાની જરૂરત નથી વખતને અનુસાર જેનાથી જે કાંઈ પોતાની શકિત મુજબ થઇ શકે તે કરે સગાસ્નેહીઓને તેમજ સ્વજ્ઞાતીના લોકોએ એ બાબતમાં એક બીજાને બુરૂં ભલું કહેવું નહિં તેમજ તાનોતીસનો દેવો નહિં જો આ મુજબ કરશે તો તેમાં મનાઇનો હુકમ લાગુ પડશે નહિં. ઇસ્લામ ધર્મએ જે જે બાબતો અર્થે નિયમ એટલે કાયદા કાનુનો ઠેરવી છે. તે કાયદા કાનુનની હદમાં રહીને દરેક મુસલમાનોએ તે કામો કરવા જોઇએ તોજ તેમાં લાભોની લાભ છે. જો કાયદાની હદ ઓલંગી જે મુસલમાનોની સ્વજ્ઞાતીઓ કામ કરે છે તો છેવટે તે કામ તબાહીની હાલતમાં આવી જઇ દુઃખયારી થઈ પડે છે જેનો અનુભવ અકકલ મન્દો ઉપર થતો રહે છે. અને તેઓ પોત પોતીકાઓને તેમજ પોતીકા સ્વજ્ઞાતીઓને નિત્ય

સાવચેતી કરતા રહે છે છતાં જેઓ નહી માનતા તેઓ હંમેશા દુઃખભારી હાલતમાં પોતાની જીન્દગાની ભોગવે છે. પોતાના હાથે કરી પોતે કોઈ દુઃખ ઉઠાવે તેમાં બીજાની શું કસુર અલ્લાહ પાક મુસલમાનોની હાલત ઉપર રહમ કરે અને આજકાલના પેટ પાલુ ઈમાન ફરોસ મુલ્લાંણુઓની જાળમાં ફસવાથી બચાવે કે જેઓ પોતાના જાતી લાભ અર્થે મુસલમાનોમાં નવી નવી બિદઅતે કુબીહા જારી કરાવીને પોતે ગુળછળા ઉડાવી મોજમજા કરે છે. અને ખશ હકદારોનું હક મારી મુસલમાનોની કોમને મુફલેસી હાલતમાં લાવવા માટે વધારો કરતા રહે છે. વર મરે કે કન્યા બ્રાહ્મણનું લડ્ડુ નહી જવા પામે. મુર્દા દોજખમે જાવ કે જન્નતમે મુલ્લાંજીકા ખીર ખાનેસે ઔર હલવા માંડા ખાનેસે મતલબ ખેરાતની રૂઠી વખતના સંજોગ તથા અનુસાર કરવાથી તે લાભકારક થઇ પડે છે. નહી તો તે લાભની જગ્યાએ નુકસાનકારક થઇ પડે છે. જેની મીસાલ એટલે ઉદાહરણ ઘાંચીના બળદ સમાન છે કે આખો દિવસ બાપડો મુસાફરી કરે અને ત્યાં એટલે તેની આંખો બંધ કરવામાં આવે અને ઘાણીમાં જોડીને ચલાવવામાં આવે છે તે બાપડો સમજે છે કે હું આ મુસાફરી કરી રહયો છું પરંતુ તે ત્યાંનો ત્યાંજ હોય છે એજ રીતે આપણી રસમ રીવાજની ખેર ખેરાતની હાલત છે કે હજારો લાખો રૂપિયા દર વરસે મુંબઇ ઇલાકાના વેપારી મંડળનાં સખી વજુદો ખેર ખેરાતો કરે છે પણ મુસલમાનોની મુફલીસીમાં જરાએ ઘટાડો થતો નથી તેનું કારણ એટલુંજ કે હાલના સંજોગોને જોતા આપણી બધી ખેર ખેર ખેરાત નરીલ તેમજ વાજેબા હુન્નર ઉદ્યોગ શાળાઓ ખોલીને મુસલમાન લાવરેસ ત્થા અનાથ બાળકોને તેમા દાખેલ કરીને તેઓનું પાલણ પોસણ કરી તેઓને હુન્નર ઉદ્યોગના કામો શીખવીને ધંધે રોજગારે લગાડવાની જરરત છે ત્યાં લગણ મુફલેસી દુર થવી અસંભવીત છે તમે જોશો કે મુફલેસી એ હિંદવાસી મુસલમાનોની હાલત શું કરી દીધી છે? તે ઉપર નીગાહ દોડાવશો તો તમોને ખુલ્લી રીતે જણાય આવશે કે નીચમાં નીચ હરામ ધંધો મુસલમાન ગરીબ વર્ગમાં પ્રવેસ કરી ગયો છે મીરાસીનો ધંધો કરનાર મુસલમાન ઢોલ તાંસા નગારાં બેંડ ઇત્યાદિ વાજીંત્રને વગાડવાનો ધંધો મુસલમાનોમાં ભડવાગીરી દાદાગીરી અને સ્ત્રી વર્ગમાં તવાએફનો ડુમડીઓની ઢોલકી વજાડવાનો ધંધો કરનાર મોટે ભાગે તમો જોસો તો મુસલમાનોમાંજ મળી આવશે શું? આ લજવવા જેવું નથી જો છે તો તમો રસમી ખેર ખેરાતને હવે તજી દો અને યતીમખાના ખોલો હુન્નર ઉદ્યોગશાળા કાયમ કરો મુસ્લિમ વનિતા વિશ્રામનો પાયો નાખો તેમાં એવા લાવારેસ રખડતી રઝલતી સ્ત્રીઓને બાળકોઓને પરદામાં રાખીને તેઓના પાલણ પોષણ અર્થે સ્ત્રીઓને લગતો હુન્નર ઉદ્યોગ શીખવી તેઓને પણ ધંધે રોજગારે લગાવી દો. અને તેઓને ધંધે રોજગારે લાગેલા મરદો સાથે પરણાવી દો કે જેથી તમારી મુસલમાન માબેહનોની લાજ રહે નહી તો યાદ રાખજો કે કાલ કયામતને દિવસે એની ખુદાવન્દ તઆલાના દરબારમાં સખ્તમાં સખ્ત પુચ્છ થશે આ કટ મુલ્લાં તથા બનાવટી સુફી પીરજાદા ત્યાં તમારી મદદ કરી શકશે નહિં. એ લોકો તેતો કયામતને દિવસે દોજખમાં કુંદા ખાતા જોશે કારણકે એ લોકો એ ઓલેમાં એ હકકની અહલે સુન્નતવલ જમાઅત તેમાં ખાસ કરીને હનફી ઉલ મઝહબ પાલનાર આલેમોને બુઝુર્ગોને પોતાનો લાભ તથા મોજમજા અર્થે ગાળો ભાંડવાનો બુરૂ ભલુ કહેવાનો ધંધો રોજગાર અખત્યાર કરી લીધો છે. આ બદમાસોની બદમાસીના ભેદ ઓલમાએ હકકાની જયારે ખોલીને લોકોને જાણ કરાવી દે છે તો આ, બદમાસો તેઓના ઉપર જુઠા બોહતાનો બાંધે છે વહાબી-લામજહબી કારણ કે હું ઉપર લખી

જણાવી ગયો તે મુજબની કાયદે સર ખેર ખેરાત કરવાને એટલે હુન્નર ઉદ્યોગ શાળાઓ ઉપર લોકો ધ્યાન આપે અને તેમા પોતીકા મરણ પામેલાને સવાબ પોહચાડવા અર્થે મદદ કરે તો એ લોકોનો હલવો માંડો ખીર કોરમા પૂલાવ વગેરેના હક માર્યા જાય છે તેમજ એ લોકોની ચીરાગીના ન્યાજ શીરનીના પૈસા એ લોકોને જે મલતા રહે છે તે પછી યતીમ ખનાઓના ઇત્યાદી જરૂરતના કામો જ્યારે લોકોમાં ખરચ કરે તો એ લોકોની મોજ મજા છુટી જાય અને એ લોકોને પણ ધંધો રોજગાર તથા મહેનત મજુરી કરવાની જરૂરત પડે તો આવી મુસીબતો કોણ કબુલ રાખે. અલ્લાહ પાક તેના મગ્ફરત કરમો ફઝલથી મુસલમાનોની હાલત સુધારી દે.

હેતુ એ જે બિદઅતે હસના પેટા કલમ બીજી. મુસતહેબ્બાન કામો કરવા અર્થે લાઝીમ મલઝુમ નહી સમજી લેતા વખતના અનુસાર તથા સંજોગો જોઈ તેમાં શીર્ક અને કુફર તથા કુફ્ફારોના રીવાજ રૂઢી ઇત્યાદી બાબતોની તપાસ લઇ જોતાં મુસલમાનોને તે કેટલા દરજ્જાની લાભકારક છે તેમજ લાભની જોડા જોડ તેમાં અંદરખાને કેટલાક દરજાનું નુકસાન કારક થઇ પડશે વગેરા બાબતો મોટો ખ્યાલ રાખીને આગળી પાછલી બાબતો ઉપર પુરતુ લક્ષ આપ્યા પછી તેનો સાર શું ? તપાસ વગેરે કરી લીધા પછી તેમાં સવાબોનો અંશ હોય તો તે બિદઅતે હસનાનો રીવાજ દેવામાં લાભોનો અર્થ સમાઇ શકે છે નહી તો પેલી કેહવત મુજબ નેકી બરબાદ ગુનાહ લાઝીમ સમાન થઇ પડવાનો પૂરતો સંભવ છે જેમકે આપણા ચાલુ ઝમાનામાં બુઝુર્ગાને દીનની મઝારો ઉપર જે ઓરસોનો મેળો ભરાય છે તેમાં ખુલ્લી રીતે શીર્ક વ-કુફર તથા હરામ મકરૂહ કામોના રીવાજ દેવામાં આવે છે જો કે મુળ ઓરસ કરવો એ બિદઅતે હસના છે પરતુ ઓરસનો આગલા દિવસે જેને સંદલનો દિવસ કહેવામાં આવે છે તે દિવસની રાત્રે કબર ઉપર સંદલને ચઢાવવું કબર ઉપર ચઢેલા સંદલને માથે ચઢાવવું અથવા અંગના કોઇ પણ વીભાગમા લગાડવું કબર ઉપર દીવા બાળવા નારિએલ તોડવું દુધ મલીદો ચઢાવવો તે પછી ઓરસના દિવસ રંડી ભડવાઓનો નાચ કરાવવો કવ્વાલોની પાસે ગવડાવવું વજડાવવું શું ? આ બધા કામો શરીઅતે મુતાહેરાથી હરામ ? નથી જો અગર છે તો કેટલી બધી શર્મો હયા અને ગેરતની વાત છે કે બુઝર્ગોને દીનની મઝાર ઉપર હરામ કામો કરાવવા અને તેની સાથે સાથે સવાબ છે એમ આ પેટપાળું મુજાવરોનું સમજાવવું જુઠી સાચી રીવાયતો બ્યાન કરીને મનમાં આવે તેવાં ખોટા ખરા અર્થ લોકોને સમજાવીને પોતાના ટકા સીધા કરી લેવા એનું નામ સવાબ અને આશકે વલી. વાહરે આશકે વલી. શેર

"કારે શૈતા મી કુનદ નામસ વલી.
ગર વલી ઇનસ્તો લાનત બર વલી"

અર્થ—નેક કામો કરવાની જગ્યાએ શૈતાન સમાન બદીના કામો કરવા અને નામ વલીનું નામ ધારણ કરનાર ઉપર ખુદાપાકનો ધિક્કાર થાઓ કે જેથી લોકો એવા વલીઓના ફીતનાથી બચવા પામે જાણવું જોઇએ કે ઓલમાએ હકકાની હમેશા જે બિદઅતો માટે હદીસ બયાન કરે છે કે.

(કુલ્લો બિદઅતિન ઝલાલતુન કુલ્લો ઝલાલતીન ફિનાનાર) એટલે જેટલી નવી વસ્તુઓ તથા રૂઢીઓ જેમાં ગુમરાહીનો અંશ સમાવેસ છે. એ ખોટા માર્ગ ઉપર દોરવનાર છે અને જે ખોટ માર્ગ ઉપર દોરવનાર છે તે દોજખના ખાડામા લઈ જનાર છે. તો ઉપર લખી જણાવેલી બધી બિદઅતે કબીહા જયારે દોજખમાં લઇ જનાર સાધન થઇ પડે તો તેમાં સવાબ સમજી તે કામો ઉપર અડી બેસવું એનું નામ જહાલત નહી તો બીજું શું. જાહેલ માણસને શીંગડા નથી ઉગતાં, તેના નાલાયક કામો ઉપરથી તેની જહાલત તથા બદમાશી માલમ પડી આવે છે. મતલબ મખ્ય હેતુ એ જે બુઝુર્ગીને દીનના વફાતના દીવસે જેનું નામ ઓરસ છે તેની જે રસમ અદા કરવામાં આવે છે. એ રસમનો મુળ હેતુ શુ છે તેની જાણુથી આપણને વાકેફ થવાની જરૂરત છે તો બુઝુર્ગોની ફાતાઓ ઉપરથીજ એનો ખુલ્લે ખુલ્લો હેતુ એ જણાય આવે છે કે બિદઅતે હસનાના રૂપમાં હિન્દ દેશમાં ઇસ્લામી સંગઠન કાયમ કરવાનો ઓરસનાં રૂપમાં જે કામો શરીઅતથી સાબેત છે અને વળી તેમા સવાબનો ભાગ પણ સમાવેસ થાય છે એવા રીવાજની બુનયાદ કાયમ કરવા એટલે જે બુઝુર્ગોને દીનનો વફાતનો દીવસ હોય તેના બાદ દસ દીવસ આગમજ બધા ખલિફાઓને તથા મુરીદોને ખબર કરવામાં આવે કે પીર સાહેબના વફાતની યાદગારીમાં ફલાણો દીવસ ઠેરવવામાં આવ્યા છે તે દીવસ બધા મુરીદો તથા ખલિફાઓએ ખાનકાહમાં હાજર થવું તેઓની મહેમાનદારીનો બંદોબસ્ત પણ કરવામાં આવ્યો છે. વગેરા વગેરા. મજકુર દીવસે અલ્લાહ પાકનો ઝીકર તથા કુરઆન ખાની ફાતેહાખાની વગેરેની રસમ અદા કરવામાં આવશે જેનો સવાબ પીર સાહેબની રૂહને અર્પણ કરવામાં આવશે તે પછી એક બીજાને પરસ્પર ઓળખાણ થઈ સ્નેહ ભાવમાં વધારો થવાના લાભો પ્રાપ્ત થતા રહેશે વગેરા વગરે વગેરાનું નામ થયું તેમાં ધીમે ધીમે હિન્દુ દેશમાં મુસલમાનો હિન્દુઓના હમ વતની હોવા પ્રત્યે અરસપરસ સંસારી કામોમાં એક બીજા જોડાણ હોવાને લીધે હિન્દુઓની ધાર્મિક ઘણી રસમો રૂઢીઓ મુસલમાનોમાં ચાલુ થઇ ગઇ.

જેમકે દેશના હિન્દ મુશરેક કાફરો વગેરા પોતાના વડીલોની મુર્તિ બનાવી તેની પુજા કરે છે. અને સમજે છે કે આ મુર્તિઓમાં હમારા મહાત્માઓ મહારૂષીઓ મુનીઓનો આત્મા વખતો વખત એમાં પ્રવેશ થાય છે અથવા તેઓ પોતાની મુર્તિઓ ઉપર તેજોમય નાખે છે અને હમે જેઓની મુર્તિની પુજા પાટ કરીએ છીએ તેને જુવે છે જેથી પુજા કરનારથી તેઓની પ્રલય કાળના ઇશ્વર પાસે હમારા છુટકારાની ભલામણ કરશે માટે કરી હમે લોકો એની પુજા કરીએ છીએ પરંતુ એઓને ઇશ્વર તરીકે માનતા નથી. આ મુજબના અકીદાઓ રાખીને કોઈ હનુમાન ઉપર તેલ ચઢાવે છે તો કોઇ ઘીનો દીવો બાળે છે તો કોઇ દીવાથી આરતી પુજા કરે છે. અને હનુમાનને દીપ દર્શન કરાવે છે તો કોઈ પોતાના મહાત્માઓની મુર્તિ આગળ ઢોલ વગાડે છે દહીની સીંદુર ચઢાવે છે અને અને મુર્તિઓ પાસે પોતાની આશાઓ અભિલાષાઓ માગે છે કોઇ પુત્ર માંગે છે તો કોઇ ધન દોલત માગે છે તો કોઈ બકરા ગાય સાંઢ ઉંટ ઇત્યાદી ચાર પગા પશુઓને તેઓના નામ ઉપર રખડતા રજલતા મુકી દે છે તેમજ મુર્તિઓના નામની માનતાઓ માને છે તેઓના નામ ઉપર પશુઓને બલિદાન કરે છે તો મુસલમાનોએ પણ એઓની દેખાદેખી સોહબતે અસર તુખમે તાસીર સમાન પોતાના બુઝુર્ગોની કબરો

સાથે આ અસર મુજબની રસમ અદા કરવાને ઘર કરી લીધી જે હળવે હળવે ધર્મ રૂપમાં બદલાઈ ગઈ અને વળી . અહુશમાં પુરૂ એ જે આપણા પેટ પાળું મુજાવરોને મન માનીતી આ બાબત થઇ પડવાને લીધે અભણ મુસલમાને મનાઇ નહી કરતા પોતાના તરફથી પ્રતિદિન તેમાં કંઇને કંઇ વધારોજ કરતા ગયા અને તેણે એટલી બધી હદ જડ પકડી લીધી કે તેને આજે ઓલમાએ હકકાની નાસ કરવા ચાહે છે તો મોટી મોટી સંકટોનો મુકાબલો કરવો પડે છે. વહાબી લહાબી લામજહબી વગેરેના ખીતાબો અભણ તરફથી મલતા રહે છે. આપણા બન્ને જહાનના ના સરદારે આલમ અહમદે મુસ્તફા મોહંમદ મુસતુફા (સ૦ અ૦ વ૦)ને ખુદાવંદતઆલાએ મબઉસ કર્યા એટલે આપ (સ૦ લ૦ વ૦)ને દુન્યામાં મોકલ્યા તે એટલા માટે તે આપ ખુદાવંદ તઆલાની તોહીદ તથા વાહદાનીયતને લોકોમાં જાહેર કરે અને તેના હેતુઓ સમજાવી આપે કે તે પવિત્ર ખુદાવંદતઆલા વતરોક બીજું કોઇ પણ પુજા પાટને યોગ્ય નથી. ખુદા પોતાની જાતી મા તેના જેવો દરેક ગુણ ધારવનાર સર્વ શકિતવાન સર્વત્ર મોજુદ રહેનાર તે પોતે એકલોજ છે તેનો કોઇ પણ ભાગીદાર નથી. આ બધી જગતનો પેદા કરનાર રક્ષણ કરનાર તેની પવિત્ર જાતીમા તે એકલોજ છે. કોઇ પણ તેનો સાથી કે મદદગાર નથી માટે દરેક પૂજા પાટ કરવાને યોગ્ય તેની જાત છે તેમજ દરેક પ્રકારની આશાઓ અભિલાષાઓ તેનીજ પાસે માગવી જોઇએ તેના વતરોક બીજા કોઇ પાસે માંગવી નહી તેમજ આપણી આશાઓ અભિલાષાઓ મુરાદો ઉમ્મેદો બર આવવા માટે અને તે પ્રફુલ્લત થાય તે માટે કોઇ પણ જાતની એટલે પૈસા સંબંધી કે જીવ જંતું સંબંધી ધર્મ ક્રિયા કરવી હોય તો તે અલ્લાહના નામનીજ થઇ શકે કેમકે કુરબાની ખેર ખેરાત નફીલ ઇબાદતો વગેરા બાબતોનો સવાબ જો એ તેને અર્પણ કરે પોતાને માટે રહેવા દે અથવા બુઝુર્ગાને દીનને અર્પણ કરે પોતાના સગા સ્નેહીઓને અર્પણ કરો એજ મુજબ દરેક માનતાઓ પણ અલ્લાહના નામનીજ હોવી જોઇએ. અલબત બુઝુર્ગાને દીનનો વસીલો લઇ ખુદાવન્દ તઆલા પાસે દુઆ માગવી બહેતર તરીકો છે જલદી કબુલ થાય છે, મતલબ મુળ હેતુ એ જે ઇસ્લામ અને તેના વતરોક બીજા ધર્મો માત્ર આટલોજ અંતર છે. ખુદાવંદ તઆલાની પવિત્ર જાતીને કાફરો મુશરેકો પણ માને છે કે હમારો પેદા કરનાર સર્વ શકિતવાન સર્વત્ર નિરંજન નિરાકાર વગેરાની માંન્યતા કરે છે પરંતુ સાથે સાથે ખુદાવંદ તઆલાના ભાગીદારો પણ ઠેરવે છે અને કહે છે કે હમો મુર્તિઓને ઇશ્વર નથી સમજતાએ વિશે કુફફારો અરબ પણ એજ મુજબ કહેતા હતા જુઓ ખાની માટે પારો (૧૧)મો સુરા યુનસ.

અર્થ તેઓ કહે છે (કાફરો) આ મુર્તિ પ્રલયકાળ એટલે કયામતના દીવસે ખુદાવન્દ તઆલા પાસે હમારી ભલામણ કરશે.

તો, એ! મારા હબીબ તમો કાફરોને કહી દો કે તમે જે વિશે કહો છો કે ખુદાવંદ તઆલા માટે તો શું ? આ બાબતથી જાણકાર નથી તેની પવિત્ર જાત આકાશ અને પૃથ્વી સ્વતંત છે તેની સાથે આ મુર્તિઓને ભાગીદાર બનાવો છો, હેતુ એજ આપણા હિન્દ દેશના મુસલમાનોને હિન્દુઓ જોડાજોડ રહેવાને લીધે તેમજ સંસાર સંબંધ હોવાને લીધે સોહબતનો અસર પડયો અને હિન્દુઓ સમાન એટલે હિન્દુઓ જે મુજબ તેઓના દેવતા સાથે રસમ રૂઢી અદા કરતા રહે છે તેની દેખા દેખી વર્તવા લાગ્યા અને ખુદાવંદ તઆલાની પવિત્ર જાતી સાથે

ઓલીયા અલ્લાહઓને હિન્દુઓ સમાન ભાગીદાર બનાવીને તેઓ ખાસ પોતાની મુરાદો અભિલાષાઓ આશાઓની માંગણી કરવી શરૂ કરી દીધી અને હિન્દુઓ સમાન બુઝુર્ગોને દીનની કબરો ઉપર ચડાવા તથા માનતાઓની ક્રિયા શરૂ કરી દીધી આ બધી બાબતો જ્યારે હિન્દુઓએ મુસલમાનોમા કરતા જોઇ કે તે તેઓ પણ મુસલમાનની જોડા જોડ પીરોની કબરો ઉપર માનતાઓ ચઢાવવા લાગ્યા તેઓની સ્વભાવિક ટેવ મુજબ કે જ્યાં કોઇ બાબત નવી અગર આશ્ચર્ય ભરેલી જોઇ કે તેને દેવતા સમજી પુજાપાઠ કરવા શરૂ કરી દે. હિંન્દુઓ આવી રીતે જોડવાથી અભણ મુસલમાનો પોતાની મુર્ખાઇ પણે એમ સમજી બેઠા કે પીરની કરામતથી આ લોકો એટલે કાફરો આ તરફ જુકી ગયા છે કદાચ કોઇ સાહેબ એમ નહી સમજી લે કે હું કરામતનો નકાર કરનાર છું. નઉજોબિલ્લાહ, મારો એવો અકીદો નથી પરંતુ કરામતનો અર્થ હું ઉપર લખી ગયો તે મુજબની સમજ પ્રમાણે તો નથી કે હિંદુઓ આવી બુઝુર્ગોને દીનની કબરની પુંજાપાઠ કરવા શરૂ કરી દે એ તો શેતાનની એક પ્રકારની ધોકાબાજી છે. મુસલમાનોને ભુલાવવમાં નાંખીને કુફ્ર શીર્ક કરવવાની–અલ્લાહપાક મહજ તેના કરમો ફઝલથી આ સખતાઇને સાથે રીવાજ પામેલી રૂઢીને મુસલમાનમાંથી નાબુદ કરી દે. મારા અહલે સુન્નત વલ જમાઅતના બંધુઓ જરા વીચાર કરો અને હોશમા એવો હિન્દુઓ આ રસમ રીવાજો માટે તમારા ઉપર કેટલો બધો મોટો એતેરાજ કરી બેઠા છે તેની તમને કંઇ ખબર છે?

જ્યારે હિન્દુઓ કહેવામાં આવે છે કે તમો જ્યારે હમારા ઓલીઓને સત્ય માનો છો અને તેવણુનો સત પણ જુઓ છો છતાંયે તમે મુસલમાન કેમ નહી થતા તો તેના જવાબમાં તેઓ કહે છે કે આપણે બધા એકજ છીએ એટલે હિન્દુ મુસલમાન બધા એકજ છીએ એટલે હિન્દુ મુસલમાન બધા એકજ ઇશ્વરના બનાવેલા. સર્વના હઝરત આદમ (અ૦ વ૦)ની ઓલાદ છીએ તથા ઇશ્વરની માન્યતામાં પણ હિન્દુ અને મુસલમાનોમાં કાંઇ પણ તફાવત નથી જેવી રીતે મુસલમાનો ઇશ્વરને એક દેવ માને છે તેવીજ રીતે હમો પણ ઇશ્વરને એક દેવ સર્વ જગતનો કર્તા આદિ અંતરહિત નિરંજન નિરાકાર અંતરચક્ષુ અંતર્યામનો જાણુકાર સર્વ શક્તિવાન જાણીએ છીએજ. બાકી મુર્તિ પુંજાનો સવાલ તો તેમાં પણ હિન્દુ અને મુસલમાન એક સરખા છીએ જેવી રીતે મુસલમાનો ઓલીયાઓની કબર જે કે ઇંટ ચુનો બાલુ મટોડી તથા પત્થની બનાવેલી હોય છે અને તેને દણુવટ કરે છે ચુમન લે છે ચદાવો ચદાવે છે દીવો બાળે છે. સંદલ ચદાવે છે. માનતા માને છે તેવીજ રીતે હમે પણ હમારા રૂષી મુની ઇત્યાદિ મહાપુરૂષોની મુર્તિ બનાવીને તેની પુંજા કરીએ છીએ કે જેથી કરી તેઓની પ્રસન્તા હમારા ઉપર થાય અને ઇશ્વર આગે અમારી ભલામણુ કરીને હમોને નરકમાં જવાથી છુટકારો કરાવી દે. મારા એહલે સુન્નતવલ-જમાઅતના મુસલમાન બંધુઓ તમો ખુદ જાતે અને પોતે વીચાર કરી લો કે બુઝુર્ગાને દીન (રહ૦)ની કબરો સાથે તમે જ્યારે હિન્દુઓ સમાન રસમ રીવાજ અદા કરો છો તો તમારે લીધે પવિત્ર ઇસ્લામના તોહીદ અને વાહદાનીયતના કાયદાનો કેટલો બધો કલંક લાગે છે, શું? કાલ કયામતને દીવસે ખુદાવન્દ તઆલા તરફથી આ બધી શીર્ક કુફ્ર ભરેલી બાબતો વિષે પુછ નહી થવાની? જરૂર થશે ત્યારે ખુદાવન્દ તઓલાની આગળ તમો શું જવાબ દેશો નબી સાહેબને શું મોહું દેખાડવશો જેવણુ કે આ બધી શીર્ક અને બિદઅતે કબીહા ભરેલી બાબતોને દુર કરવા માટે કેવા કેવા મહા દુઃખ અને સંકટો ઉપાડી લેવાનો મુકાબલો કર્યો હતો તેનો પણ તમને ખ્યાલ છે કે નથી અગર છે.

તો ઓલીયાઓની કબર ઉપર આવી અત્યાચારી રસમો તથા રૂઢીઓથી બાઝ આવો, અને તમારામાં ઈસ્લામની સચ્ચાઇ ભરી તવહીદ અને વાહદાનીયતની જલક પૈદા કરો અને હિન્દુઓને કહી દો કે એ હિન્દુઓ તમારી અને હમારી ઈશ્વર વિષેની માન્યતામાં ઝમીન આસમાનનો તફાવત છે. હમો મુસલમાનો ઓલીયાઓને તમારી માન્યતા મુજબ નથી માનતા એ તો અભણ મુસલમાનો અંજાણ પણે તમારી સોહબતમાં રહીને આવા મત ધારણ કરીને તમારા મુજબનો ઉપચાર કરે છે; પરંતુ મુસલમાનો તો ઇસ્લામ ધર્મના મત મુજબ માત્ર ઓલીયાઓની કબર પર જઇને ફાતેહા એટલે આશીર્વાદની રસમ જે ઈશ્વર પાસે માંગણી કરવાની છે તે કરે છે કે ઓ ખુદાવન્દ તઆલા તું તારા મહજ એટલે માત્ર કરમો ફઝલથી આ ઓલીયાના તારા તરફથી અતાયલા માનની ખાતરે આધારે હમારી દુઆ કબુલ કર, કેમકે જે તું તારા બરગુઝીદા માન પામેલા ઓલીયાઓનો વસીલો લઇ દુવા કરનારની દુવા બહુ જલદી કબુલ કરે છે તો આવી રીતે દુઆ માંગવામાં ઓલીયા પાસે મદદ માંગવું કે માંગવાનો અર્થ થઇ શકતો નથી. મુસલમાનો જે ઓલીયાઓની કબર ઉપર જવાનો મુળ હેતુ આટલોજ છે. પરંતુ હિન્દુઓ દેવળમાં જઈ જે જગ્યાએ મુર્તિ મુકેલી હોય તેને તથા જે મહાત્માની તે મુર્તિ છે તે મહાત્માને દેવતાને મુની મહારાજને ઇશ્વર અવતાર સમજે અને તેમ સમજી તેને પ્રણામ કરે છે અને તે મુર્તિ સામે હાથ જોડીને પોતાની આશાઓ અભિલાષાઓની માંગણી કરે છે, અને સાથે એવો શ્રધ્ધા એટલે અકીદો પણ રાખે છે કે આ બધા મહાત્માઓ દેવતાએને ઇશ્વરે પોતાની આદિ શકિત બળના કુલ અખત્યાર પણ આપી દીધેલો છે; પરંતુ મુસલમાન ઓલીયાઓ વિષે આવો મત ધરાવતા નથી. મુસલમાન તો ઓલીયાઓને માત્ર ખુદાવન્દ તઆલાના બરગુઝીદા અને પ્રસન્નતા સંપાદન કરેલા સેવકો સમજે છે કે જેઓનું કામ ઇસ્લામ ધર્મની સંપુર્ણ સેવા બજાવવાનું ખુદાવન્દ તઆલા તરફથી સોંપવામાં આવ્યું છે અને વખતો વખત તેમને જે વખતના અનુસાર ઇસ્લામ ધર્મની સચ્ચાઇ બતાવવા માટે ચમત્કાર બતાવવાની જરૂરત પડે તો તેઓને અમુક એવી શકિતઓ ખુદાવંદ તઆલા તરફથી બક્ષીન્દા કરવામાં આવેલી છે જેને મુસલમાનો કરામત કહે છે અને હિન્દુઓ તેને સત અથવા ચમત્કાર કહે છે એવી રીતનું બક્ષીસ અપાયલું સતપણું ખુદા ચાહે તો ઓલીયાઓ પાસેથી એક પળવારમાં છીનવી લઇ શકે કારણ કે સર્વ આદી માયા શક્તિનો સંપુર્ણ અખત્યાર ખુદાવંદ તઆલાએ પોતાની સત્તા અધિકારમાંજ રાખેલો છે. આવી બાબતોમાં તે કોઇનો મોહતાજ કે ઓશિયાળો નથી તે પોતાની જાતીમાં ખાવા પીવા સુવાથી બેરૂપથી જગ્યા ધારણ કરવાથી આકાર લેવાથી અવતાર લેવાથી ઇત્યાદી જેટલી બાબતો માટે આપણને એક બીજામાં પરસ્પર એક બીજાના મોહતાજ અને ઓશિયાળા રહેવાની જરૂરત પડે છે તેમ તેની પવિત્ર જાતી તે નથી તે એટલો બધો શકિત બળવાળો છે કે એક રજની રજમાં તત્કાળ આ બધી જગતનો નાશ કરી દે અને એક રજની રજમાં તાત્કાળ આ બધી જગતને અસ્તિત્વમાં લાવી દે તેને કોઇ રોકાણ કરનારો નથી. પરંતુ હિન્દુઓ ઉપર લખી જણાવેલા મતથી જુદોજ મત અથવા શ્રધ્ધા ધરાવે છે હિન્દુઓ દેવતાઓના મુકાબલામાં ઇશ્વરને અશકિતવાન સમજે છે કે મહાત્માઓએ જે તપોબળ પ્રાપ્ત કર્યું છે તે તપોબળને ઈશ્વર ઝુટવી શકતો નથી નઉઝોબિલ્લા આ કેવો ખોટો અને કમજોર અકીદો છે એનુજ નામ શીર્ક અને કુફર કહેવાય અને ઇસ્લામ તથા હિંદુ ધર્મમાં તફાવતનો મુળભેદ છે કે હિન્દુઓ મહાપુરૂષોને ખુદાના ભાગીદાર

તથા તપોબળથી ખુદાવંદ તઆલાને પોતાના વશમાં લઇ શકનાર સમજે છે. કેટલાક અભણ અને અંજાણ મુસલમાનો પણ હિંદુઓની સોબતમાં રહીન ઓલીયાઓની શાનમાં આવો અકીદો રાખે છે પરંતુ આ અકીદો ઇસ્લામ વિરૂદ્ધ ખોટો છે. કેમ જે કુરઆનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે:—

અર્થ

અને ખુદાવંદ તઆલા તો બેદરકાર છે. તમોઇ તેના મોહતાજ અને ઓસીયાળા છો. પારો (૨૬) મો સુરા મોહંમદ.

એ મહારા હબીબ કહી દો કે મ્હારો માલેક એટલે ખુદાવંદ તઆલા જેને ઇચ્છે છે તેને વિસ્તાર પુર્વક રોજી આપે છે. અને જેને ઇચ્છે છે તેને સંકોચ એટલે તંગી સહિત રોજી આપે છે. ખુલાસો એ જે ખુદાવંદ તઆલાના અખત્યારમાં રોજીનુ દેવું અથવા ફરાગત સાથે દેવું અથવા બીડમાં રાખી દેવું છે. તેમા વતરોક બીજા કોઇના પણ અખત્યારમાં નથી જુવો સુરે સુબા પારો (૨૪) મો રૂકુ ૪ અને ૫ મો

અને ઝમીન તથા આસમાન વચ્ચ જે કાંઈ વસ્તુઓ છે તે બધી અલ્લાહ પુંકના હુકમમાં છે. (લોકો) ખુદવંદ તઆલાએ તમોને પેદા કર્યા અને તે પછી તમોને પૃથ્વી ઉપર રોજી આપી એટલે તમારી જીંદગી માટે ખાવા પીવાની સાધનોની ઉત્પત્તિ પણ કરી આપી અને તે પછી અલ્લાહ પાક તમોને મોત પણ આપશે અને વળી (કયામત)ના દીવસ સજીવન પણ કરશે શું ? તમોએ ખુદાવંદ તાઆલાની પાક જાત સાથે જેઓને ભાગીદાર બનાવી રાખ્યા છે તેઓ આ બધા કામો કરી શકે છે જેઓ ખુદાપાકની પવિત્ર જાતી સાથે બીજાઓને તેની ખુદાઇમાં ભાગીદાર બનાવે છે તો ખુદા તઆલા તો આવી વાતોથી અને બાબતોથી પાક છે એટલે તેનો કોઇ પણ ભાગીદાર નથી સુરા રૂમ પરો (૨૧)મો રૂકુ—૩—૪

સમાપ્ત



ન સચ્ચાઈ મીટે હરગીઝ બનાવટકે ઉસુલસે * ન ખુશબુ આઇગી ખ્વાજા કભી કાગઝકે ફુલુંસે.

## "ફુઝુલ ખર્ચ કરવાવાળા બેશક શયતાનના ભાઈ છે"

(કુરઆને હકીમ)

# શાદી ખાના બરબાદી.

૧ આજ ઉસસે પુછીએ કલ જીસકે ઘર શાદી હુઈ,
ખાના આબાદી હુઇ યા ખાના બરબાદી હુઈ.

તર્જુમો—કાલે જેને ત્યાં શાદી થઈ તેને આજે પુછી તો જુઓ કે, તમારૂં ઘર આબાદ થયું યા બરબાદ થયું?

૨ ઈસ તરફ ધુમેં મચી, બાજે બજે ગાના હુવા,
ઉસ તરફ ગયરત હમીયત અકલ ફરયાદી હુઈ.

તર્જુમો—એક તરફ જુઓ તો ધુમ મચી રહી છે તરેહ તરેહના વાજાં વાગી રહ્યા છે બીજી તરફ જોશો તો, ગયરત (શર્મ) હમીય્યત એટલે (સ્વાભિમન) અને અક્કલ ફરિયાદ કરી રહે છે કે (ઓ મૂર્ખ તું આ શું કરી રહ્યો છે?)

૩ ઉસ તરફ ઘર ફુંકકર, દેખા તમાશા બ્યાહકા,
ઇસ તરફ નીલામ ઇઝઝત ફુર્ક આઝાદી હુઈ.

તર્જુમો—પેલી બાજુએ નજર કરશો તો જણાશે કે, ઘર ફુંકી શાદીનો ખુબ તમાસો જોયો. હવે આ તરફ જોશો તો પોતાની આબરૂનું લીલામ થઇ રહ્યું છે અને જે આઝાદી હતી તે ખલાસ થઇ ગઇ.

૪ યક બયક દોનોં તરફ લેનેકે દેને પડગએ,
કામ આઈ ફીર ન દવલત લી હુઈ યા દી હુઈ.

તર્જુમો—એકાએક જોતજોતામાં બન્ને બાજુએ ગમગીની છવાઇ રહી છે જે દવલત હતી તે તફરંક થઇ ગઈ, કે જેની એક લાંબી-ફહેરીસ્ત તૈયાર કરેલી હતી બીજાઓના હાથમાં જતી રહી.

૫ શાહઝાદી, શાહઝાદા જીસસેથે દુલ્હા દુલ્હન,
વોહ મહોબ્બત ઉન્કે હકમેં, એક જલ્લાદી હુઇ.

તર્જુમો—વર અને વહુ જે વડે પ્રથમ દુલ્હા અને દુલ્હન કહેવતા હતા તે મહોબ્બત આજે એમના હકમાં ઝહેર સમાન થઈ રહી છે.

૬ કર્ઝકી સરવતસે જીસપર ફખ્રથા સુસરાલકો,
મુફલીસીમેં અબ અઝાબે જાં, વો, દામાદી હુઇ.

તર્જુમો—કર્ઝથી લીધેલી રકમની જૂઠી અમારી ઉપર સુસરાલવાળાઓને મગરૂરી હતી કે હમારો જમાઈ એક મોટો માલદાર છે, અને અમીર છે પણ હવે ગરીબીમાં તેજ જમાઇ જે કે, એક વખતે મોટું માણસ ગણાતો હતો, તે આજે બોજા સમાન થઇ પડયો છે. મતલબ કે હવે ખાવા તથા ખાંડવાને પાસે કશું બાકી રહયું નથી અને ઉલટો દુઃખ દેતો થયો છે.

૭ જો મીલાથા છીન ગયા વોહ કર્ઝમેં યા સુદમેં,
જો મુરસ્સા કારથી વોહ જીંદગી સાદી હુઈ.

તર્જુમો—શાદી પ્રસંગે જે જે સામાન સુસરાલ તરફથી મળેલો તે બધો કર્ઝમાં અને તેના વ્યાજમાં ચાલ્યો ગયો વળી જે જીંદગી પ્રથમ અમીરી ઠાઠથી ગુજરતી હતી તે હવે તદ્દન સાદી થઈ જવા પામી છે.

૮ કલ મીલે મખમલકે ગદ્દે ઓર અતલસકે લીહાફ,
આજ ઉનકે જીસ્મે તન સુસી હુઇ ખાદી હુઈ.

તર્જુમો—જેને કાલે શાદીમાં મખમલના ગાદલા તથા અતલસની તળાઈઓ મળેલી હતી તેનું અત્યારે ઘરમાં નામ નિશાન પણ નથી, પણ તેને બદલે હવે શરીર પર સુસી જોશો કે ખાદી જોશો.

૯ લાખકા ઘર ખાકથા કલ જીસ દુલ્હનકે બ્યાહમેં,
બદનસીબેમેં વાહી ફાકુંકીભી આદી હુઇ.

તર્જુમો—કાલે જે ઘર દુલ્હનની શાદી પ્રસંગે તો લાખનું હતું તે ઘર અત્યારે ખાકમાં મલી ગયું છે (બરબાદ) થયું છે અને કમનસીબે તેજ દુલ્હનને આજે ખાવાના પણ સાસા પડે છે.

૧૦ બાપ જીસકા પેસ્વા થા ઓર દાદા ફખરે કોમ,
મા જુગારીકી બની યા ચોરકી દાદી હુઈ.

તર્જુમો—જેનો બાપ ગઈ કાલે કોમમાં આગેવાન ગણાતો અને તેના દાદા ઉપર કોમ ફખર કરતી હતી તેની મા આજે એક જુગારીની મા, તરીકે ઓળખાઇ છે અને તેની દાદીને લોકો ચોરની દાદી તરીકે પોકારે છે.

૧૧ કાસ અબભી હમ યેહ સમજે ફખ્રથા જીસપર કમર,
વોહ ઉલ્લુલ અઝમી હમારી વજેહ બરબાદી હુઇ.

તર્જુમો—હજી પણ વખત ગયો નથી. જો હમો સમજી જઇએ કે જે બાબતો પર અમો ફખ્ર કરતા હતા અને જેથી જેમને હમો પોતાની મોટાઇ માનતા હતા તેજ અત્યારે બરબાદીનું કારણ થઇ પડયું છે. શાદીના ફુઝુલ ખર્ચ.

ઉપર લખી જણાવેલા નઝમ પ્રત્યેના આભારી મારા મિત્ર જનાબ એમ. કે. મુનશી મોડાસવી છે.